# ઓધડશંકર.

અને તેનો ભાઇ

# ડાહ્યાભાઈ.



લખનાર:—

**જેકીસનદાસ બારભાયા.**

તે

કણ્ટકદાર, કણ્ટકદારકણ્ટક; સુધરેલા સંસારની

સભ્યતા. સાહિત્યનો ટુંકો ઇતિહાસ

વગેરેના કર્તા.

---

ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ.

---

**૧૯૧૫.**

Published by J. L. D. Barbhaya;
and Hosang T. Anklesaria and
Printed by Maneckji J. Tavaria
at
the Fort Printing Press,
No. 1 Parsi Bazar Street, Fort, Bombay.

# પ્રસ્તાવના.



ગુર્જરગિરાના સાહિત્ય સમુદાયમાં વિનોદમયહાસ્ય Humour ઉત્પન્ન કરે એવાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં હોય તો તે માત્ર આંગળીના વેઢા ઉપર ગણાય એટલાં જ છે. તેમાં પણ ઑન. રા. બ. રમણભાઇ મ. નિલકંઠ કૃત 'ભદ્રંભદ્ર' પહેલી કોટીમાં મૂકવા લાયક હોવા છતાં, મને જે અનુભવ મળ્યો છે, તે આધારે કહીશ કે, સાધારણ જ્ઞાન ધરાવનાર સ્ત્રીપુરૂષો તેનું ખરૂં રહસ્ય સમજી શકતાં નથી એ શોચનીય છે. ગુજરાતી ભાષામાં વિનોદમય હાસ્ય ઉત્પન્ન કરવાનું ખરૂં માન સ્વ૦ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ અને સ્વ૦ નવલરામ લક્ષ્મીરામને જ ઘટે છે, કે જેઓનાં 'જીવરામ ભટ' અને 'ભટનું ભોપાળું' એ પુસ્તકો અનુક્રમે આનંદ સાથે વંચાય છે. પરંતુ ઉભય સંવાદો નાટ્ય રૂપે હોવાથી તે નાટ્યની પંક્તિમાં મૂકાવા પામે છે. રા. બ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા કૃત 'અંધેરી નગરીનો ગંધર્વસેન' અને 'ગુજરાતી' પ્રેસ તરફથી પ્રકટ કરવાંમાં આવેલો 'મૂરખો' એટલાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં દ્રષ્યમાન થતાં હતાં, તેમાં રા. બ. રમણભાઇ અને સૌ. વિદ્યા ઉભય નિલકંઠ દંપતિ કૃત 'હાસ્ય મંદિરે' વધારો કીધો છે. સ્વ. રતિલાલ બી. મજમુદારે અંગ્રેજી પુસ્તકનો તરજુમો કરી 'બેરન મંચો ઝંનનાં સાહસકર્મો'' વાળું પુસ્તક જે પ્રસિદ્ધ કર્યું હતું

તે, અને 'ગુજરાતી પ્રેસ' તરફથી પ્રકટ થયેલું 'ઘાસીરામ કોટવાલ' એમાં પણ હાસ્યજનક દ્રષ્ટાંતો મલી આવે છે.

મી૦ કૌશિકરામ વિ. મહેતાની લખેલા "વાલાયતી" મી૦ જહાંગીર બ. મર્ઝબાન કૃત 'ટુચકા સંગ્રહ', 'કૌતુક સંગ્રહ': 'ખુશ દર્પણ' અને 'અકકલના સમુદ્રં:' તેમજ મી. કેખુશરૂ કાબ્રાજીનો 'ભોલો દોલો' અને મી૦ જીજીભાઇ ખ. કાપડીયાના લખેલા 'પેટ બોલું પંચી' અને મી૦ બમનજી કાબ્રાજી કૃત 'એક પથ્થરના પ્રતાપ' એટલા પુસ્તકોમા જોકે સારી રમુજ સમાયલી છે છતાં તે મોટે ભાગે અંગ્રેજી પુસ્તકોનાં ભાષાંતર જ છે. બીજા એક અપંગ પારસી લેખક મી૦ મેહરવાનજી મ. દા બનાજીના સ્વતંત્ર રીતે લખાયલાં પુસ્તકોમા લગભગ બધાંય હાસ્ય રસથી ભરપુર છે. થોડા સમય ઉપર એક બીજા પારસી લખક મી૦ મશરેકની કલમે લખાયલુ પુસ્તક 'પરસ્તાને ચકરમ' બાહેર પડયું છે.

આ સિવાય "કામની ચરિત્ર અને પ્રપચી પ્યાર"; "બુઢ્ઢા પતિનો બળાપો", "મસાલાદાર મુરબ્બો" વગેરે ઘણી પરચુટણ નાની ચોપડીઓ નિકળવા પામી છે. છતાં આ જોતાં વિનોદમય હાસ્યરસથી ભરપુર વિષયો ગુજરાતીઓ કરતા પારસીઓ તરફથી વધુ લખાયલા નજર સમક્ષ તરી આવે છે. જોકે એ શાળાના અગ્રગણ્ય હોવાનું માન મી૦ જહાંગીર બ. મર્ઝબાનનેજ આપી શકાય.

## પ્રસ્તાવના.

'ગુજરાતી' તરફથી પ્રકટ થયલાં 'મૂરખો' અને 'ચતુર સિંધ' મારા વાંચવામાં આવ્યા અને તે ઉપરથી 'ઓઘડ શંકર' અને તેનો ભાઇ લખવાનું મારૂં મન થયુ. જેના ઉપર અમલ કીધા કેડે તેની હસ્ત લીખીત નકલો પ્રથમ, મારા બાળ ગોઠયા મી૦ નટવરલાલ ઇ. સુ. દેસાઇ પાંસે ઘણા સમય સુધી રહી, ત્યારબાદ મને મારા સાહિત્ય વિષયમાં સ્નેહિ તરીક ખરી સલ્હા આપનારા મારા હિતૈષિઓ, 'હિંદી પંચના' અધિપતિ મી૦ બરજોરજી ન૦ આપઅખત્યાર અને 'ગુજરાતી'ના અધિપતિ મી૦ મણિલાલ ઇ. દેશાઇના હસ્તે ફરવાનું માન તે હસ્ત લિખિત નકલોને મલ્યુ હતુ. આ હિસાબે અણુધારેલો કાળક્ષેપ થવા પામ્યો.

આ ચોપડી છપાવવા પહેલા મારા એક બીજા સાચ્યા સલહાકાર અને મારી પ્રવૃતિમાં ઉમગ ભયા ભાગ લેનાર 'ભૈર કટોરા રંગ'ના વૃદ્ધ પણ રમુજી લખક મી૦ બીરબલને (સમય વ્યર્થ જતો બચાવવા ખાતર) નથી બતાવી શકયો તે ખેદની વાત છે, કારણકે નહિ તો હુ માનુ છુ કે રમુજમાં કઇક નવીન પ્રકારનો ભાસ આવવા પામત. ત્યાર બાદ આને છાપી પ્રગટ કરવાનુ સાહસ મારા મિત્ર મી૦ હોસંગ તહમુરસ્પ અંકલેસરિઆએ ઉપાડી લીધું, જેન અંગે બેસતા વર્ષના શુભ દિવસ આ પુસ્તક વાચકવૃંદ સમક્ષ મૂકવા હું સમર્થ થયા છુ

'યથા નામા તથા ગુણા' એ કહેતી અનુસાર આ પુસ્તકનું નામ જ કહી આપે છે કે, આ વસ્તુ ગંભીર

## પ્રસ્તાવના.

વિચાર કરવા યુક્ત નથી, પરતુ નિર્દોષ ગમ્મત અને રમુજની દ્રષ્ટિએ હાસ્યભાવ ઉત્પન્ન કરવાના હેતુએ વસ્તુ ગુંથાયલું હોવાથી, તેની તુલના ગ્રાહકના ઉપર છોડી, વિવેચનનું વિસ્તીર્ણ કરવુ અસ્થાને લેખુ છું.

આ ચોપડી પ્રસિદ્ધ થયેલી જોવામાં ઉત્સાહ ભર્યો ભાગ લેનારા મારા બગાલી મિત્ર બાબુ સૌરેન્દ્રનાથ સિન્હાનો અને સમાલોચકના તત્રી તેમજ 'ગુજરાતી'ના ઉપ-તંત્રી મી૦ અબાલાલ બુ૦ જાનીનો આ સમયે મારે ઉપકાર માનવાનો છે.

પુઠા ઉપર છાપવામાં આવેલા ' પઝલ પિકચર ' નો ખ્યાલ આપવાથી તેને ગ્રહણ કરી બરોબર ચિત્રો આપનાર મારા મિત્ર અને ઇટલી જઈ આવનાર ચિત્રકાર મી૦ પરબનું નામ ઉપકારની હારોમાં ભૂલવું જોઇતું નથી

વિક્રમાર્ક સંવત
૧૯૭૨ નાં વર્ષનો
પ્રથમ દિવસ.

# ઓઘડ શંકર.



**ઓઘડ શંકરની કુલોત્પતિ**

અંતાપુર ગામની રહિશ રજપુત દોશી માણેકબાઇના નામચીન પુત્ર (કાશીઆ) મુરખાના પુત્ર ચતુરશીંગને ડાહ્યાભાઈ, ઓઘડશંકર અને અમથારામ આ ત્રણ પુત્રો હતા અમથો નહાનપણમાજ ગુજરી ગયો હતો ડાહ્યાભાઈ પોતાના પિતા જેવો હોંશિઆર અને ચતુર હોવાથી તેને ન્યાયાધીશની જગ્યા મળી હતી. પણ ઓઘડશંકરમા પોતાના દાદાના ગુણનો વારસો ઉતર્યો હતો. તેના દાદા મુરખાની માના હલાણુંહળીને પુરૂં કરતી માટે મુરખાની મૂર્ખાઇ હસ્રી કહાઢવામા આવતી ત્યારે ચતુર સિંઘની મ્હોટી દોલતના સરખા હિસ્સેદાર ઓઘડ શંકરની મૂર્ખાઇ મહાન કાર્ય બજાવી રહી હતી.

**ઓઘડ શંકરનું બચપણ**

ઓઘડ નહાનપણમાં પોતાની માનો અંત્યંત લાડકો હોવાથી અત્યંત લાડમાં ઉછર્યો હતો અને તેથી તેનામાં કેટલીક સ્ત્રીઓની રીતભાતનો

પાસ આવ્યો હતો. નવ વર્ષનો ઓઘડ થયો ત્યાં સુધી નિશાળે ગયો નહોતો પણ છોકરાંઓ જોડે કુદકા મારતો હતો. એક દહાડો તેની માએ તેને એક નવો લેંઘો પહેરાવ્યો તે પહેરી તે નીચે રસ્તામાં રમવા લાગ્યો. તેમ કરતાં એક ગાડું જતું હતું તેના બળદના પગ જે રીતે ખરાબ થયા હતા તે મુજબ કાદવમાં કુદી તેણે આખો લેંઘો કાદવથી ભરી મૂકયો. પછી કાદવ લાગવાથી પાયજામા બન્ને હાથે ઉંચા કરવા માંડયો પણ પાયજામા થોડેક ઉંચે જઈ પાછા નિચે જતા હતા. આમ કરતાં કરતા ઘણો વખત ગયો. પેટુ દુઃખવા લાગ્યું અને જ્યારે કળતર ખમી ન શકાઈ ત્યારે એકદમ મ્હોટેથી રડવા માંડી રસ્તાની વચ્ચો વચ્ચ જોરમાં બેસી ગયો. બેસતાંને વાર લેંગો ફાટયો. તેને જોરમાં રડતો સાંભળી તેની મા નીચે દોડી આવી ને તેને ઉપાડી ઉપર લઇ ગઇ.

**ઓઘડ નિશાળે**

બાર વર્ષની ઉમ્મરે ઓઘડને નિશાળે મૂકવામાં આવ્યો. તેની માતાના મનમાં થયું કે વખતે દિકરો નિશાળે દુબળો પડી જશે તેથી મહેતાજીને અનેકાનેક જાતની ભલામણો કીધી. મહેતાજીને પેટપુરતી દક્ષિણા આપી. છોકરાંઓને અખીઆણું આપ્યુ

અને ઓઘડભાઇ નિશાળે બેઠા. બે મહિના પછી મહેતાજીના મગજના દહીંએ ઓઘડ એકડે મીંડે દશ સુધી લખતાં શિખ્યો. તેના કલાશમાં એક નરોતમ નામનો હુશિઆર છોકરો હતો તેને એક દિવસે અકસમાત નડયો ને પગ ભાંગ્યો. તેના સમાચાર માસ્તરે જાણ્યા તેવીજ છોકરાંઓને ખબર આપી કે "છોકરાઓ તમે દોડતાં સંભાળજો. પેલો બીચારો નરોતમ કેળાની છાળ ઉપર લપસીને તુટી પડયો ને તેનો પગ ભાંગ્યો તે પોતાના ઘરમાં પથારીમાં પડયો છે. માટે સાવચેતી રાખજો." ઓઘડે તે પછી ખુબ યાદ રાખ્યું કે "કેળાંની છાલ ઉપર લપસી તુટી પડયો ને પગ ભાંગ્યો" નરોતમના પગ કેવી રીતે ભાંગ્યો હતો તે જોવાની ઓઘડની ઇચ્છા થઈ અને નરોતમનુ ઘર શોધી કહાડી ત્યા ગયો. નરોતમ પથારીમાં સુતો હતો ત્યાં જઈ ઓઘડે પૂછ્યું "નરોતમ પગ કેમ ભાંગ્યો, ક્યાં ભાંગ્યો જોઉં ?" નરોતમે જવાબ આપ્યો હું રસ્તામાંથી ચાલતાં કેળાંની છાલ ઉપર લપસી ગયોને ભાંગી ગયો. પછી હાડવેદે આવીને બેસાડયો ને ઉપર પાટો બાંધ્યો છે. જો પગ ભાંગી ગયો હોય તો શી રીતે સંધાય એ ઓઘડના મગજમાં ઉતર્યું નહિ. કારણ કે ઘરમાં

કાચની ઢીંગલીઓથી તે રમ્યો હતો અને તેના પગ ભાંગી જતા તે પાછા સંધાતા નહિ તે તે જાણતો હતો. આખરે જેમ તેમ કાલાવાલા કરી નરોતમ પાંસે ઓઢવાનું ઉંચું કરાવી પગ જોવા માંડયો. પણ મગજમાં જે ભ્રમણા હતી તે ગઇ નહિ તેથી તેને પુછયું "અલ્યા નરોતમ કયાંથી પગ ભાંગ્યો છે?" નરોતમે ઘુંટણ તરફ આંગળી કરી કહ્યું "આ હાડકા આગળથી ભાંગ્યો હતો." પણ નરોતમના બોલવા ઉપર ભરોંસો ન આવ્યો કે શું પણ ઓઘડે નરોતમના ઘુંટણ ઉપર જોરમાં હાથ દબાવી જોયો. એટલે નરોતમે એકદમ કારમી ચીસ પાડી. નરોતમના માબાપ દોડી આવ્યાં ને ઓઘડની મા પાસે નરોતમની મા ફરીઆદ લઇને

**બે માતાઓની વઢવાઢ.**

ગઇ. માતાઓ બે સામસામી બહુ લઢી ને ગાળાગાળી ઉપર આવી ગઇ તે જોઈ ઓઘડને બહુ મઝા પડી. પણ હજી બીજો અનુભવ બાકી રહયો હતો. કેળાની છાળ ઉપર પગ લપસે તો માણુસ કેમ તુટી પડે તે જાણવાની ઇચ્છા થઇ. ઘરમાં એક કેળું પડયું હતું તે લઇને ખાધું ને કેળાની છાલ જયાં નરોતમની અને પોતાની માતાઓ લઢતી હતી ત્યાં ગુપચુપ નાંખી આવ્યો.

નરોતમની મા રીસમાં જેવી પોતાને ઘેર જવા માટે ચાલી કે છાલ ઉપર પગ લપસ્યો ને ઢબાક દઇને પડી. તે જોઇ આધડે તાળી પાડી પોકાર્યું "બરાબર છે. આ આમજ નરોતમ પડયો હતો." પણ તેના જેમ પગ ભાંગ્યો તેમ તેની માનો ભાંગ્યો કે નહિ તે જાણવાની તેની ઇચ્છા થઈ. તેથી તે નરોતમની મા પાસે દોડી ગયો ને તેના પગ ડાબવા લાગ્યો. છતાં બાહુલીનો પગ ભાંગે ને રબાવે કાચનો અવાજ થાય એવો અવાજ ન સંભળાયો તેથી તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

ફરીઆદી મંડાઇ.

નરોતમના માબાપે આધડના મા બાપ ઉપર ફરીઆદી માંડી. આધડની સાક્ષી લેવાનો દિવસ પાસે આવ્યો. કોર્ટમાં મેજીસ્ટ્રેટ પાસે તેને ઉભો કરવામાં આવ્યો. મેજીસ્ટ્રેટે તેને સવાલ પુછયો કે "શા માટે તેં નરોતમનો પગ ડાબ્યો." તેનો આધડે જવાબ આપ્યો નહિ. પછી મેજીસ્ટ્રેટે પૂછયું કે "શા માટે જવાબ નથી આપતો." ત્યારે આધડે કહ્યું કે "મ્હને ત્હમે પુછયુંજ કયાં છે?" મેજીસ્ટ્રેટે કહ્યું "ત્હારી તરફ જોઇને ક્યારનો બુમ પાડું છું તે સંભળાતું નથી?" આધડે જવાબ દીધો.

**ઓઘડની સાક્ષી**

"ત્હમારી એક આંખ બાડી છે તેથી ત્હમે મ્હારી તરફ જોઇ શકતા નથી તેથી મ્હેં જવાબ દીધો નહિ" મેજીસ્ટ્રેટ ચ્હીડાયો અને તેના માબાપને રૂ ૫૦૦)ના હાથ જામીન કરાવી છોડયો. ઓઘડ ત્યાંથી છુટયો તો ખરો પણ મેજીસ્ટ્રેટની આંખ બાડી શી રીતે થઇ તે જાણવાથી જીજ્ઞાસા થઇ.

**માની લીધેલી પરિક્ષા.**

બીજે દિવસે ઓઘડ રસ્તામાં રમતો હતો ત્યાંએક પાડોશીએ આવી ઓઘડને શિખામણ આપી "અલ્યા ઓઘડ તું તો ઓઘડજ રહયો. ત્હારી મા તો વાંદરી છે કે તને ચહડાવે છે ને તારો ભવ બાળે છે, પણ તું નાહાન છે કંઈક સમજ તો ખરો." સાંજના ઓઘડ ઘરમાં એક ખૂણામાં પોતાની માના સામું જોઇને બેઠો હતો. તેની માને વિચાર થયો કે ઓઘડ કોઈ દિવસ નહિ ને આજેજ કેમ આમ ચુપચુપ ડાહ્યો થઇને બેઠો છે. તેથી વ્હાલ કરીને માએ પૂછ્યું "ઓઘડ બેટા શું જુએ છે?" તાબડતોબ ઓઘડે કહ્યું "મા. તમે તહમારા બે પગ ને બે હાથ જમીન ઉપર મૂકીને ચાલો જોઉ?" માએ પૂછ્યું "શા માટે?" ઓઘડે કહ્યું "મા! પેલા જાડવાલો શામળદાસ મ્હને

આજે બપોરના કહેતો હતો કે ત્હારી માતો વાંદરી છે. તે તમે આમ ચાલી દેખાડો કે મ્હને ખબર પડે કે ત્હમે વાંદરાં છોકે કેમ ?" માએ વાંદરા જેમ ચાલી બતાવ્યું તો નહિ પણ બીજે દિવસે પાડોસી શામળદાશ જોડે ઘરણુ લાગ્યું. પણ ઓઘડના મનમાં શકતો એમને એમ રહી ગયો કે મા વાંદરી ખરેખર છે કે કેમ ?

નાક એમનું છેજ ક્યાં?

એક દિવસે ઓઘડના બાપ ચતુરસિંગને બહારગામથી ઘણે વર્ષે આવનારા સગાનો કાગળ આવ્યો તેમાં એવા સમાચાર હતા કે તે અંતાપુરી આવી તેઓને ત્યાં રહેવાના છે. જે દહાડે તેઓ આવવાના હતા તે દિવસે સહરવારથી ચતુરશિંગ તમજતિની માતાએ ઓઘડને બોલાવી શિખામણ દીધી હતી કે "જો ભાઇ ઓઘડ આપણને ત્યાં આપણા સગા બહારગામથી આવનાર છે તો ત્હારા સ્વભાવ પ્રમાણે ખબરદાર જો એની મશ્કેરી કીધી છે તો. જોજે એના નાકની બીલકુલ મશ્કેરી કરતો નહિ. તું હવે ન્હાનો છે? આવતે વર્ષે ત્હને પરણાવવો છે." આ બધી શિખામણ ઓઘડના મનમાં ઉતરી અને માતપિતાને ખાત્રી આપવા લાગ્યો "હું સમજ્યો. હું ડાહયો થઇને રહીશ.

અને આપણા આવનારા મહેમાનના નાકની જરા પણ મશ્કેરી નહિ કરૂં." આ પછી ઓઘડે મનમાં ગોખી રાખ્યું કે "નાકની જરા પણ મશ્કેરી કરવી નહિ!" બપોરના બારને સુમારે ચતુરશિંગ પોતાના સગા મોરારજીને લઇ આવ્યા. બેસાડ્યા પછી ડાહ્યાને બોલાવી ઓલખાણ કરાવી. પછી ઓઘડને બોલાવ્યો. ઓઘડ મનમાં ગોખતો ગોખતો આવ્યો કે "નાકની જરા પણ મશ્કેરી કરવી નહિ." એમ કરતાં મહેમાનના નાક ઉપર ઓઘડે નજર કીધી તો મોરારભાઇને નાક હતુંજ નહિ એમ દેખાયું. એટલે ઓઘડે બુમ પાડી "બાપા. બાપા. આ કાકાના નાકની મશ્કેરી ન કરવા માટે તમે મને કહેતા હતા, પણ તેનું નાક છેજ ક્યાં કે હું મશ્કેરી કરૂં!" મોરારભાઇને ખરાબ લાગ્યું અને ચતુરશિંગને નીચું જોવું પડયું.

**ભાઇ કરે ને હું કેમ ન કરૂં**

મ્હોટાભાઇ ડાહ્યાની બૈરી ઘેર રહેવા આવી અને નવું જોડું જ્યારે ત્યારે પોતાના ખંડમાં આનંદ કરતું હતું. એક દિવસે બપોરના જ્યારે માબાપ ઘરમાંથી કંઇક કામસર બહાર ગયાં હતાં, ત્યારે ડાહ્યો અને તેની સ્ત્રી પોતાના ઓરડામાં બેઠાં હતાં. ડાહ્યો એક ચોપડી વાંચી પોતાની

સ્ત્રીને સમજાવતો હતો અને તેની સ્ત્રી ડાહ્યાના પગ ડાબતી હતી તે ઓઘડે જોયું. સાંજનાં વાળુ કીધા પછી ભાઇના ઓરડામાં જઇ ડાહ્યાની પથારી ઉપર ઓઘડ સુતો અને ડાહ્યાની સ્ત્રીને બોલાવી કહ્યું "લે મ્હારા પગ ડાબ ને ઓલી ચોપડી વાંચુ તે સાંભળ." ડાહ્યાની સ્ત્રીએ પુછ્યું "ઓઘડભાઇ આતે શા તમાશા?" ઓઘડે દમમાંજ જવાબ આપ્યો "બસ હું કહું છું તેમ કરે છે કે નહિ." એટલામાં ઓઘડની મા આવી ને બધો ફારસ સાંભળ્યો. માએ પોતાના વ્હાલા દિકરાને કહયું "ભાઇ! તું હવે ન્હાનો છે. આમ ન થાય જો!" ઓઘડે માને કહયું "વાહ! કેમ ન થાય? ડાહ્યા કરતાં તો હું નહાનો છું અને તે ભાભી સાથે જો આમ કરે તો હું ભાભી જોડે તેમ કેમ ન કરૂં?"

**ઓઘડનું સ્વપનું.** એક દિવસે રાતના ઓઘડે સ્વપનું જોયું. અને સ્વપનામાં તેને એમ દેખાયુંકે પોતે એક રાજા થયો છે અને ગાદી ઉપર બેઠો છે. એટલામાં આંખ ઉઘડી ગઇ. સહવારના મળસ્કામાં ઉઠી કપડાં પ્હેરી ઓઘડ કોઇને પણ કહ્યા વિના ઘર-માંથી ચાલી નિકળ્યો અને સીધો રાજમહેલ તરફ પૂગ્યો. ત્યાં ન્યાયાસનના ઓરડામાં જવાની પહેરવી

કરવા લાગ્યો એટલામાં એક સિપાઈએ તેને પકડયો ને પૂછયું "અરે એય તું કોણ છેને કયાં જાય છે?" ઓઘડે કહ્યું "ચાલરે સિપાઈડા તું કોણ છે. જોતો નથી હું રાજા છું. ચાલ મ્હને જવા દે." સિપાઈએ તેને પકડી બાંધી રાખ્યો અને સવારના દરબાર ભરાઈ ત્યાં ઉભો કીધો. ઘરમાંથી ઓઘડ ગુમ થયો હતો માટે તેની શોધ કરવા તેનો બાપ નિકળ્યો હતો તે પણ ત્યાં આવી પહોંચ્યો. ઓઘડને લાવી જેવો છુટો કીધો તેવોજ તે રાજય ગાદી તરફ ગયો. તેના બાપે તેને થોભ્યો ને પછી રાજાએ ચતુરશિંગની મુરવત રાખી ઓઘડને મૂર્ખ ધારી છોડી દીધો.

**ઓઘડને મળેલી શિખામણ.**

ઓઘડ ઘેર આવ્યો સ્વપનાની વાત કહી. માતાએ તેને કહ્યું "ઓઘડ રાતના સુતી વેળાએ રામ, રામ, બોલતો જા. એટલે સ્વપનું નહિ આવે." તે દિવસથી રાતના ઓઘડે રામ, રામ બોલવાનો નિશ્ચય કીધો. એક દિવસે શહેરીમાંથી એક મુડદું જતું હતું અને ડાઘુઓ રામઃ રામઃ બોલતા હતા તે ઓઘડના ખ્યાલમાં રહી ગયું.

**રામઃ રામઃ**

બીજે દિવસે પોતાની એક સગીના લગનમાં આખો દિવસ ઓઘડે કહાડયો. સાંજનાં વર પરણવા

આવનાર હતો. તે વખતે ઓઘડને બોલાવી તેની માએ શિખામણ આપી "જો! ઓઘડ! સાંજનાં ત્હારા બેન બનેવીના લગ્ન થશે ત્યાં કંઇ અટકચાળું કરતો રખે. ડાહ્યો થજે. જો ત્હારા મનમાં કંઈ બોલવાનું મન થાય તો ઇશ્વરનું નામ દેજે પણ ખબડદાર છે બીજું કંઈ કીધું છે તો!" સાંજનાં વરકન્યાનો હસ્ત મેળાપ થયો. "વર કન્યા સાવધાન, કાલીકંથી સાવધાન" વિગેરે જે બ્રાહ્મણો બોલતા તે ઓઘડના સાંભળવામાં આવ્યું. પણ માએ તો કહ્યું હતું કે પરમેશ્વરનુંજ નામ દેવું બીજું કંઇ બોલવું નહિ. આ શિખામણ મૂજબ ઓઘડે પણ શુરમાં આવી મ્હોટેથી બોલવા માંડ્યું "રામઃ રામઃ" અને જોઇલો મઝા. ઓઘડને પકડી કન્યાના બાપે ખુબ ઠોકયો. અને તેના માબાપોને નકામી મારામારી કરવી પડી. અને વાડી છોડી ઓઘડને લઈ ચાલ્યા જવું પડ્યું.

**ઓઘડના લગ્ન.** ઓઘડ ગમે તેવો હતો પણ માબાપને મન તો પોતાનો છોકરો હતો. પૈસાદારનો છોકરો વીશ વર્ષનો થાય ત્યાં સુધી પરણે નહિ એ તે માબાપથી કેમ સાંખી શકાય? ઓઘડમાં અક્કલ નહોતી, મૂર્ખ હતો, પણ પૈસાદારનો છોકરો હતો

એટલે તેને પંદર વર્ષની શિખેલી હુશિઆર ને રંભા જેવી બાયડી મળી. માબાપના હર્ષનો પાર રહ્યો નહિ. ઓઘડના લગ્નની તૈયારી કરવા માંડી. લગ્નના દિવસ પાંસે આવ્યા. લગ્નની એક દિવસ અગાઉ ચતુરશિંગે પોતાના મહેતાજીને બોલાવી કહ્યું "જુઓ મહેતાજી. આવતી કાલે લગ્નમાં રાજા સાહેબ પધારવાના છે. માટે રોશની બહુ તેજદાર કરાવજો. જોઈએ તો બીજા વધારે દિવા મંગાવજો પણ આંખ અંજાઇ જાય એવું અંજવાળું કરજો. મ્હેં સાંભળ્યું છે કે રાજા સાહેબ છોકરાને રૂ. ૫૦૧)નો ચાંલ્લો કરવાના છે, પણ આપણને તે રાખવો નથી. આપણે રાજા સાહેબ ઉપર ઘણી જાતનો ઉપકાર કીધો છે તેનો બદલો વખત આવે લેશું," વિગેરે. જે વાતચીત થતી હતી તે ઓઘડે સાંભળી. બીજે દિવસે સાંજનાં ધામધુમ થઈ રહી હતી. વરરાજાને સણગારીને બેસાડમાં આવ્યા હતા. રાજા સાહેબ પધારે છે એમ સાંભળતાંને વાર મેહતાજીએ બધા દિવાઓ પેટવવા માટે રોશની કરનારાઓને હુકમ કીધો "પેટાવો." આ સાંભળતાંજ ઓઘડ પોતાની જગા ઉપરથી એકદમ ઉઠયો અને કાંડી સળગાવી માંડવાની ઝાલરો

**ઓઘડે પેટવ્યું**

પેટવવા માંડયો થોડા વખતમાં તો આગનો ભડકો થયો "આગ લાગી આગ લાગી." કરીને બુમ પડી. પાંસેજ બંબાખાનું હતું ત્યાંથી બંબો આવ્યો અને સહામેના તળાવમાંથી પાણી કહાઢી નાંખ્યું અને આગ ઓલવી. માંડવામાં નિચેની બાજુએ થોડુંક નુકશાન થયું હતું. નવી ઝાલરો નાંખવામાં આવી. ઓઘડને તેના બાપે કહયું કે "ભાઇ આમ શું કીધું?" ઓઘડે પ્રત્યુતર આપ્યો "બાપા કાલે ત્હમે કહેતા હતાને કે આંખ અંજાઈ જાય એવી રૂશનાઇ કરવી અને મહેતાજીએ કહયું કે પેટાવો તો મ્હેં પેટાવ્યું." છોકરાના લગ્નનો દિવસ એટલે શું કહેવું? જેમ તેમ મનમારી માબાપ બેઠા. રાજા સાહેબ આવ્યા. વરઘોડો નિકળ્યો. વાજતો ગાજતો વરઘોડો થોડેક ગયો ત્યાં ઓઘડે બુમ પાડી "ઘોડો ઉભો રાખ ઉભો રાખ. જોતો નથી કે મ્હારે પાણી પીવું છે." ચતુરશિંગે આવી

પાણી પીવું છે.

ઓઘડને ઘણો સમજાવ્યો કે "ભાઇ જરા થોભ." પણ ભાઈ માને શાના. જ્યારે ઓઘડે કહયું કે હમણાંજ ઘોડેથી ઉતરી પડીશ ત્યારે ઘોડો ઉભો રખાવી ભાઇને પાણી લાવી પીવડાવ્યું આગળ ઘોડો ચલાવવાની તૈયારી કરાવે છે એટલામાં ઓઘડે

**ધોતિયું નિકળી જાય છે.**

કહ્યું "ઉભા રહો ધોતિયું નિકળી જાય છે. જામો પિછોડી કહાઢો. નહિતો ધોતિયું નીકળી જશે." આખરે રસ્તા વચ્ચે જામો કહાઢી ભાઈનુ ધોતિયું જોરથી ગાંઠ મારી પહેરાવવામાં આવ્યું અને પછી વરઘોડો આગળ ચાલ્યો. વરરાજા પોંખાયા સાસુએ નાક ખેંચ્યુ એટલે ઓઘડે બુમ પાડી "મા મા. આ જોને. મ્હારૂં નાક કાપે છે."

**નારિએળ મૂકી સાસુને ઠોક્યા.**

"લે આ નારિએલ" કહી હાથનું નારિએલ નિચે ફેંકી દઇ સાસુને જોરથી તમાચો ઠોકી ઓઘડે કહ્યું "લે હવે આવજે મ્હારૂં નાક કાપવા." ભાઇને જેમ તેમ સમજાવી હાથમાં નારિએલ આપી પરણવા બેસાડયા.

**ધોતીયાંની ગાંઠ છોડો.**

હસ્ત મેળાપ થતો હતો એટલામાં વળી ઓઘડે બુમ પાડી "મા. મા. બાપાને બોલાવ. મહારા ધોતિઆંની ગાંઠ છોડો. પેટ ચહડયું છે." કહી ઓઘડે અધવચ્ચેથી હસ્ત મેળાપ મૂકી દીધો. ત્યાંથી ઉઠાડી ભાઇને બાજુ લઇ જવામાં આવ્યા અને ધોતિયું ઢીલું કરી ફરીથી હસ્ત મેળાપ શરૂ કીધો.

મારા બાપા એમજ કહેતા હતા

ઓઘડભાઈ પરણી રહ્યા. એટલે બહાર લાવી બેસાડવામાં આવ્યા. રાજાએ વરરાજાને ચાંલ્લો આપવા માંડયો. ચતુરશિંગે રાજાને ઘણી-ના કહી પાછો વાળ્યો. પછી રાજા જવા ઉઠયો તે વખતે ઓઘડ પાંસે જઈને બોલ્યો "જુઓ ઓઘડશંકર આપના પિતાજી એક ગુણી અને અમારા ગામના રત્ન છે તેવા તમે થજો. ત્હમારા બાપે અમારા ઉપર બહુ ઉપકાર કીધા છે......." આ સાંભળતાંજ ઓઘડને આગલી રાતની વાત સ્મરણમા આવી અને બોલ્યો "હા. બાપા કાલે રાત પણ મહેતાજીને એમજ કહેતા હતા, કે આપણે રાજા સાહેબ ઉપર ઘણા ઉપકાર કીધા છે તેનો બદલો વખત સર લેશું." ચતુરશિંગને ભોંય ભારે પડી. અને ચતુર રાજા ત્યાંથી રજા લઇ ચાલી નિકળ્યો.

મા આ મ્હને મારે છે.

ઓઘડ શંકરની સ્ત્રીનું નામ ચતુર હતું. સ્ત્રી જે દિવસે રાતના ઘરમાં રહેવા આવી ત્યારે ઓઘડને પોતાના ઓરડામાં સુવા જવાનું માએ કહ્યું પણ માથી જુદો સુવા ઓઘડભાઇ તે કેમ તૈયાર થાય? મહા મુશીબતે ઓઘડ શંકરને તેના ઓરડામાં મોકલવામાં આવ્યા. ત્યાં જતાંનેવાર પથારી ઉપર પડી

પગથો માથા સુધી ઓઢવાનું ઓઢી ભાઇ સાહેબ તો ઊંઘી ગયા અને ઘસાઘસ ઘોરવા માંડ્યું. બિચારી ચતુર ચતુર હતી. તેણે આસ્તે રહી ઓઘડ પાંસે જઈ વ્હાલથી તેના ઉપર હાથ ફેરવવા માંડયો. ઓઘડ જાગ્યો અને બુમરાણ કરી મૂક્યું. "મા આવ. વહુ મ્હને મારે છે. ઓ મા." વિગેરે. પણ ચતુરે ચતુરાઇથી ઓઘડને શાન્ત પાડી રમાડી લીધો.

**ઓઘડને ખરખરો કરવા મોકલ્યો.**

એક દિવસે સહવારના ટપાલ આવી તેમાં ઓઘડના સસરાનો પત્ર આવ્યો અને તેમાં લખ્યું હતું કે "અમારો મ્હોટો પુત્ર પ્લેગ થવાથી કલાકમાં ગુજરી ગયો છે. ગયા ત્રણ માસમાં અમારા કુટુંબ ઉપર દૈવી કોપ ઉતર્યો છે. અમારા કાકાના ઘરમાં બે મરણ, અમારા ભાઇની વહુ અને આ છોકરો મળી ત્રણ મહિનામાં ચાર મૃત્યો થયાં. પરમેશ્વરની જેવી ઇચ્છા" વિગેરે. આ બધું ઓઘડે સાંભળ્યું. ઓઘડના માબાપે ઓઘડને ખરખરે મોકલવાનો વિચાર કીધો. ઓઘડને કહ્યું "ભાઈ ત્હારી વહુને લઇને તું જા. સસરા પાંસે ડાહ્યો થઈ બેસજે. ખરખરો રીતસર કરજે, અને બે દિવસ રહી અહિં આવજે. ત્હારી વહુને રાખી આવજે. પછી તેને તેનો બાપ મોકલશે. ત્યાં

જમવા બેસે ત્યારે જોજે ભાઇ કપડાં ન બગાડતો"

**બાયડીને લઇને નિકલ્યા**

આ શિખામણ ગોખતો ઓઘડ પોતાની બાઇડીને લઇને નિકળ્યો. રસ્તામાં સ્રીએ શિખામણ આપી "જતાંનેવાર મ્હારા બાપા કને ખરખરો કરજો. એમ કહેજો કે બહુ ખરાબ થયું. અમે સાંભળી બહુ દિલગીર છીએ. પરમેશ્વરની જેવી ઇચ્છા."

**ઓઘડનો ખરખરો**

સ્રીની સાથે ઓઘડ સસરાને ત્યાં આવી પૂગ્યો. સસરાએ જમાઇને અને દિકરીને બેસાડયાં. જમાઇએ સ્રીના કહેલાં જે બોલો ગોખ્યા હતા તે બોલી જઈ ખરખરો કીધો. સસરાએ કહ્યું "હા. એતો દેવની ગતિ. ગયા ત્રણ મહિનામાં અમારા કુટુંબમાં ચાર મરણ કેટલો કારી ઘા."

**ઓઘડની ત્રીરાશી**

વળી ઓઘડના મનમાં આ સાંભળી કંઇક બોલી પોતાનું ડહાપણ દેખાડવાનું મન થયું તેથી બોલ્યો "હા. જો ત્રણ મહિનામાં ચાર મરણ થયાં તો કોણ જાણે વર્ષમાં કેટલાંક થશે?"

આ સાંભળી સસરાને વસમું તો એવું લાગ્યું પણ જમાઇને કેમ કહેવાય? અને તેમાં વળી પૈસાદાર જમાઇ!

કપડાં ન બગાડવાં.

બીજે દિવસે સસરાની સંગાથે જમાઇ રાજ જમવા બેઠા હતા. વહેલાં વહેલા જમાઇએ ખાઇ લીધું અને જલદી હાથ ધોઇ નાંખ્યા. હાથ શાથી લુવા એ સવાલ થઇ પડયો. માએ કહ્યું હતું કે કપડાં ન બગાડવાં. એટલે જોડમાં બેઠેલા સસરાના ધોતિઆની પાટલી ખેંચી કહાડી ઓઘડે પોતાનું મોહું હાથ લુઇ નાંખ્યા. પાંસે બેઠેલા સૌ કોઈ મઝા જોઇ રહ્યા. બધાને મનમા હસવું આવ્યું અને ઓઘડ ભાઇની વાખવાખી પ્રસરી રહી, જે બાદ બે દિવસ પછી પાછો ફર્યો. મહિના પછી ઓઘડની સ્ત્રી પોતાના ભાઇ સાથે આવી. ઓઘડના સસરાએ પોતાના પુત્ર જોડે જમાઈના હિત માટે એ બોલ ચતુરશિંગને કહેવડાવ્યા હતા; તે મૂજબ ઓઘડના સાળાએ ચતુરશિંગ પાંસે ઓઘડનો ખરખરો કહી સંભળાવ્યો. ઓઘડની માતાએ આ સાંભળી ઓઘડને કહ્યું "ભાઈ એમ બોલાય કે? એમ ખરખરો ન કરીએ હો!" ઓઘડે સાળાના દેખતાંજ જવાબ દીધો "ત્યારે મા હવે મ્હારો

હવે મ્હને ખરખરે ન મોકલતાં.

બીજો સાળો મરે ત્યારે મ્હને ખરખરે ન મોકલતાં." માબાપે કપાળ કુટયું કે ઓઘડ ભાઇમાં

અક્કલ આવવાની નહિ ને સાળાએ પણ જાણ્યું કે બ્હેનેવી અવ્વલ નંબરના ઇડીઅટ છે.

**માબાપનું મૃત્યુ.** ચતુરશિંગ મ્હોટી દોલત મૂકીને મરી ગયો ને તેમાંથી અર્ધો હિસ્સો ઓઘડને મળ્યો. બે માસ પછી ઓઘડની માતા પણ મરી ગઇ અને ભાઇ તદ્દન સ્વતંત્ર માતેલા આખલા બન્યા. ચતુરશિંગના ઉપકારો તરફ નજર કરી રાજાએ ડાહ્યાભાઇને માજીસ્રેટની જગ્યા આપી. ઓઘડે વિચાર કીધો "કે ડાહ્યો માજીસ્ટ્રેટ બને અને હું કેમ નહિ" તેથી તેણે રાજા પાસે જવાનો વિચાર કીધો પોતાનો વિચાર સ્ત્રીને જાહેર કીધો. સ્ત્રીએ કહ્યું "પરમેશ્વરનુ આપ્યું છે. બેસીને ખાવ." પણ ભાઇના મગજમાં તે ઉતર્યું નહિ. આખરે હુજ્જત લીધી ત્યારે સ્ત્રીએ તેને શિખવ્યું કે જઇને આ મૂજબ બોલજો.

**સ્ત્રીની શિખામણ** "રાજા સાહેબ ત્હમે અહ્મારા અન્નદાતા છો અમે ત્હમારા બાળક છીએ. ત્હામે અમારા ધણી છો દયા કરી જગ્યા આપો." આ ગોખતો

**રાજા પાંશે જવું.** ઓઘડ એક દહાડો કચેરીમાં ગયો ને સ્ત્રીનું ગોખવેલું યાદ

ન રહ્યું તેથી નિચે મૂજબ ભરડવા, માંડ્યું "રાજા સાહેબ અમે ત્હમારા અન્નદાતા છીએ. તમે અમારા બાળક છો. ત્હમે અમારા ધણી રાણી અમારાં ધણીઆણીને દયા કરી અમને સારી જગ્યા આપો." આખી કચેરીને હસવું આવ્યું. રાજા તેને ઓળખતા હતો એટલે હાજીહા કરી જેમતેમ તેને સમજાવી લીધો.

**ડાહ્યાની માંદગી** હુશિઆર મેજીસ્ટ્રેટ તરીકે નામના કાઢનાર ડાહ્યાને એકાએક ગં-

**ને ઓઘડને મળેલી સત્તા.** ભીર માંદગી આવી પડીને તેની જગાએ એક સારા શિખેલા વકીલની નેમણુંક કરવામાં આવી. પણ ચતુરશિંગના કુટુંબને ભુલી ન જવાને અંગે રાજાએ ઓઘડને અમુક જાતની સત્તા આપી કે ન્હાના ન્હાના મસ્તીતોફાનના કજીઆઓ તે ચુકવે. આ માન મળતાં ઓઘડ ભાઈનું નસકોરૂં ઊંચું ચહડ્યું. બીજેજ દિવસે સહવારના એક સિપાઇ, એક પટેલ અને સ્રીને લઇને આવ્યો, ને ફરિઆદ

**ઓઘડ કજીયો સાંભળે છે.** કરી કે "આ છગન નામના પટેલનું પેલી બાજુએ ખેતરૂં છે. તેનો વ્હેડો એક દિવસે છુટીને જોડના ખેતરમાં ગયોને ત્યાં નુકશાન કરવા લાગ્યો.

તેથી એ ખેતરનો પટેલ મગન ઘઢેડાને મારવા દોડયો. ઘઢેડું દોડતું દોડતું એક ખાડામાં પડયું ને તે મરી ગયું. પછવાડે દોડતા મગનના પગમાં ઠેસ લાગીને તે પડયો તેથી તેની ખોપરી ફાટી ને તે મરી ગયો. હવે આ મગનની સ્ત્રી ફરીઆદ કરે છે કે જો છગનનો ઘઢેડો મહારા ખેતરમાં આવ્યો નહોત તો મ્હારા ધણીને દોડવું પડયું નહોત પણ આમાં તેને ઠેસ લાગી તેથી મરી ગયો ને હું રાંડી. માટે મને છગન પાંસેથી નુકશાન મળવું જોઇએ. છગને કહયું "કે મગન ઘઢેડા પછવાડે દોડયો તો ઠેસ લાગી તેમા હું શુ કરૂ પણ તેને ખાડો શા માટે ખોદી રાખ્યો કે તેમા મારૂ ઘઢેડું પડયું ને મરી ગયું. માટે મને મગનની સ્ત્રી પાંસેથી ઘઢેડા બદલ નુકશાની મળવી જોઈએ. ઓઘડે ચુકાદો આપતાં કહયું "તહમે બેઉ ખરાં

ઓઘડનો ચુકાદો. છો. મગનની સ્ત્રીએ છગનને ઘઢેડાના દશ રૂપ્યા ભરી આપવા.

અને છગને મગનની સ્ત્રી જોડે નાતરૂ કરવું એટલે જેનો ધણી ગયો છે તેનો ધણી મળશે ને જેનો ઘઢેડો મરી ગયો તે નવો ઘઢેડો ખરીદી શકશે." આ ઈનસાફની રાજાને ખબર આપવામાં આવી તેવોજ રાજાએ દિલગીરી સાથે હુકમ બહાર

પાડી ઓઘડને આપેલી સત્તા રદ કીધી.

ઓઘડમાં સુધારો
ઓઘડની સ્ત્રીની રોજની શિખામણે ઓઘડ આગળ કરતાં ઘણો સુધર્યો એટલુંજ નહિ પણ ચતુર પાસે રોજ વાંચતાં લખતાં શિખવા માંડ્યો. જેમ જેમ વાંચવાની સ્ફુર્ત થતી ગઈ તેમ તેમ શોખ વધ્યો અને એક વર્ષમાંતો ઓઘડ ગુજરાતી પુસ્તકો સ્ફુટથી વાંચવા માંડ્યો. ચતુરે તે પછી એ. બી સી. ડી. શિખવી અને ચતુર પહેલી અંગ્રેજી પ્રાઈમર શિખી હતી એટલું તેને શિખવી દીધું. પછી ચતુરે કહ્યું "હવે તહમે કોઈ મહેતાજી રાખોને અંગ્રેજી શિખો."

ઓઘડથી કેમ શિખાય
ઓઘડે જવાબ દીધો "ના ના. જેટલું તું શિખી છે એટલું મ્હને આવડ્યું એટલે બસ. ત્હારાથી વધારે મ્હારાથી કેમ શિખાય?" ચતુરે કહ્યું "ફીકર નહિ તહમે શિખો તો ખરા." ઓઘડે કહ્યું "હુ એકલો કેમ શિખું! સાથે તું બેસીને શિખે તો હું શિખું. પછી જેમ તેમ કરતાં ઓઘડ ભાઈએ એક શિક્ષક રાખ્યો અને અંગ્રેજી શિખવા લાગ્યા. બે વર્ષમાં તો અંગ્રેજી ચોથા ધોરણના અભ્યાસ સુધી પુગી ગયો. અને ભાંગું

ઓઘડ અંગ્રેજી બોલે છે.

ટુકું અંગ્રેજી બોલવા લાગ્યો. પરંતુ જે તે અંગ્રેજી બોલતો તે ગુજરાતીના જેવુંજ બોલી શકતો. એક દિવસે સાંજનાં ઓઘડ અંતાપુરીમાં ફરવા નિકળ્યો. એક મ્હોટા નવા બંધાતા ઘર આગળ આવી જોતો ઉભો રહ્યો. એટલામાં એક અંગ્રેજ આવ્યો અને તે પણ જોતો ઉભો. ઓઘડને પેલા અંગ્રેજ જોડે વાતચીત કરવાનું મન થયુ. તેથી અંગ્રેજ પાસે જઈને બોલ્યો "લુક, બ્રધર યૉર નેમ વૉટ ઈઝ" (અક્ષરશઃ ગુજરાતીની રીતીએ "જો, ભાઈ ત્હમારૂં નામ શું?) પેલો અંગ્રેજ બહુ ભોળો અને માયાળુ હતો તેથી તેણે પ્રત્યુતર આપતાં સવાલ કીધો "વાહી યુ વૉન્ટ ટુ નો ઇટ" ("તું શા માટે જાણવા માંગે છે?") આનો શો જવાબ આપવો તે ઓઘડશંકરને સુઝયું નહિ અને ઝંખવાણો પડી બગાસું ખાવા માંડયું. પેલા અંગ્રેજે પાછું પુછયું, ને જયારે

ઓઘડનો અંગ્રેજીમાં જવાબ

ઓઘડ જવાબ દઇ શકયો નહિ ત્યારે પેલા અંગ્રેજના મનમાં એમ થયું કે વખતપર ઓઘડને ખરાબ લાગ્યું હશે, તેથી નમનતાઇ ભરેલા શબ્દોમાં બોલ્યો "એસકયુઝ મી જેન્ટલમેન. વાહ્ય ડોન્ટ

યુ અનસર મી ?" (માફ કરજો સાહેબ પણ મ્હને પ્રત્યુતર કેમ નથી આપતા ?") સાહેબ જોડે જન્મારામાં આ પહેલીજ વેળા વાત કીધી હતી અને તેથી તે શું બોલતો તે તેનાથી સમજાઇ શકાતું નહોતુ આખરે કંટાળીને ઓઘડે જવાબ દીધો તે "આઇ નો ઇંગ્લીશ ઓલ રાઇટ, ઇટીંગ બગાસા" (ઓઘડની મતલબ કહેવાની એમ હતી કે હું અંગ્રેજી બરાબર જાણુતો નથી (no) અને બગાસું ખાંઉછું, "જ્યારે પેલો અંગ્રેજ એમ સમજ્યો કે "હું અંગ્રેજી બરાબર જાણું છું (know) અને બગાસું કરીને કંઈ ખાવાની ચીજ હશે તે ખાવા માગે છે." તેથી તે અંગ્રેજે પ્રત્યુતર વાળ્યો "આઈ એમ ગ્લેડ ધેટ યુ નો ઈંગ્લીશ. યુ કેન ઈટ વૉટ યુ વૉન્ટ ટુ" ("હું જાણીને ખુશી છું કે ત્હમે અંગ્રેજી જાણોછો. ત્હમારે જોઇએ તે ખાવ.") આવડ ભાઇથી વધુ વખત ટકી શકાયું નહિ માટે પાછા ફરી ચાલવા માંડયું. પેલો અંગ્રેજ તેને રીસાએલો ધારી મનાવા ગયો તેમ ઓઘડભાઈ જોરથી દોડવા માંડ્યા. પછવાડે અંગ્રેજે પણ દોડવા માંડયું. દોડતા દોડતા બેઉ જણા ઓઘડના ઘર સુધી આવ્યા. ત્યાં ખુલાસો થયો અને પેલો અંગ્રેજ હસ્તો હસ્તો ચાલતો થયો.

**ચતુરનો હર્ષ** 'નાક કટા તો કટા પણ ઘી તો ચટા' તેમ ફજેત થયાતો ભલે પણ સાહેબ જોડે વાતતો કરી. આવા અભિમાનથી કરીને ઓઘડના હર્ષનો પાર રહ્યો નહિ. ઓઘડમાં અટલી હિમ્મત આવી તે જોઇને ચતુરનો હર્ષ સમાયો નહિ. ચતુરના મનમાં વિચાર આવ્યો કે જો ઓઘડને મુંબઈ લઈ જવામાં આવે તો ત્યાં પૈસો વ્યાજે ફેરવી પૈસાનો વધારો કરાય અને સાથે સાથે ત્યાંના લોકોની સ્ફુરતી જોઈ કંઈક હુશિઆર થાય. આ વાત ચતુરે ઓઘડને કહી અને તે તેના મનમાં તાબડતોબ ઉતરી ગઇ.

**ઓઘડ મુંબઈ આવે છે.** પોતાના બાપના વખતનો એક જુનો મહેતો હતો તેને લઈ ઓઘડ મુંબઈ આવવા નિકળ્યો. વિરમગામ આગળથી બે જણા આગગાડીમાં ચહઢ્યા. સેકન્ડ ક્લાસના ડબામાં ચતુર અને ઓઘડ બેજ બેઠાં હતા, ને સાથે બે બીજા આવ્યા, એટલે બધા મળીને ચાર જણા થયા. ગાડી ચાલતી હતી, અને પેલા બે જણાઓ પોતપોતામાં વાત કરતા હતા. એક જણો બોલ્યો "હું કહું કે મહારો પોરીઓ સાવ બાયલો. એક દિ મ્હેં તેને માર્યો તો માર ખાઇ બેસી રહ્યો. મેં બોલો કે એય

બાયલા એમ માર ખાઇને બેસી રહે કે. જો એને સામી મુને લપડાક લગાવી હોત તો જાનત કે છોકરો બીજાના માર ખાઈ બેસે એવો નથી ”

બીજાએ જવાબ વાલ્યો, “હોય. એતો મોટો થાશે એટલે એને અક્કલ આવશે. એમાં તે ત્હમે એટલા કેમ મુંઝાઓ. પન તમે મારી વાતતો જાનો-ચની ? આ જુઓ હવે હું તે..........શું કરૂં ?”

**ઓઘડે સળગાવેલું યુદ્ધ**

આ છેલ્લા શબ્દો સાંભળી ઓઘડના મગજમાં એક નવિન વિચાર આવ્યો ને તેણે બેઉ જણાઓને અટકાવી સવાલ કીધો “ભાઈ તમે જો તમારા સાળા તો પછી અહમારા કેમ નહિ ?” આ સાંભળી તેઓનો તો મીજાસ ગયો અને બેઉએ મળી ઓઘડને ખુબ ગાળો દીધી. આખરે ચતુરે જેમતેમ સમાધાની કરાવી.

**ઓઘડની અજાયબી**

આખરે ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર ઉતર્યા. ગીરગામમાં એક ઠેકાણે તેઓના ઉતારાની સગવડ કોઈ સગાએ કરી મૂકી હતી. તે સ્ટેશન ઉપર તેઓને તેડવા આવ્યો હતો. આ સગો મનસુખલાલ બહુ દુરનો સગો થતો હતો, અને તેઓને એકબીજા

સાથે મ્હોઢાંની ઓળખાણ નહોતી. મનસુખલાલ ચતુર અને ઓઘડને તેઓના ઉતારા નજીક લઇ આવ્યો. રસ્તામાં પસાર થયેલી મોટર કાર્સ, અને ઉંચ્ચા ઉંચ્ચા ઘરો ને લોકોની સ્ફુર્તિ અને દોડા દોડી જોઇ ઓઘડ તો અજાયબજ થઇ ગયો. આખરે પોતાની અજાયબી બહુ વાર મનમાં રાખી શક્યો નહિ તેથી તેણે મનસુખલાલને પુછ્યું "આજે અહિં શું છે? આ લોકો બધા ક્યાં જાય છે?" મનસુખલાલે જવાબ દીધો "બધા પોત-પોતાને કામે જાય છે. એતો મુંબઇ શહેરમાં રોજ આવીજ રીતે હોય છે." આ વાત ઓઘડના મનમાં ઉતરી નહિ ને તેથી કહ્યું "હા. રોજ આટલા બધા માણસ આમ દોડે. ત્હમે પણ ઉલ્લુ છો કે શું?" મનસુખલાલને ભોંય ભારી પડી બીચારા એ કંઇ જવાબ વાળ્યો નહિ. વાત ફેરવવા ચતુરે મનસુખલાલને કહ્યુ "જુઓ ભાઇ માઠુ ન લગાડશો હોં! એતો શેઠનો સ્વભાવજ એવો છે? પણ ભાઇ આપણને સગપણ શું એ તો કહો?"

**એ તો સગપણ કે સગપણનો દાદો**

મનસુખલાલે કહ્યું "ત્હમારાં સાસુની મા ને મારી મા એ સગાં મામા ફુઇનાં" આ સાંભળી ઓઘડ બોલ્યો, "હા. હા. મારી

મા પણ ક્હેતી હતી કે 'મામા કુઈના ને વહાલાં મુઈના' એ તમેજ ને ?" ચતુરે આસ્તે રહીને ઓઘડને સગપણ સમજાવ્યુ ત્યારે ઓઘડ બોલી ઉઠયો "આતે સગપણ કે સગપણનો દાદો. આ ઘોંટાળો મુને સમજાતો નથી. મ્હને એ ક્હે કે આ મનસુખલાલની દીકરી જોડે મ્હારાં લગન થાય કે નહિ. જો લગ્ન થાય તો સગપણ નહિ ને લગન ન થાય તો સગપણ ખરૂ. કારણ કે મ્હારી મા ક્હેતી હતી કે જે આપણાં સગાં હોય તેની છોકરી જોડે પરણાય નહિ."

**ઓઘડ શંકર શેઠ.**

મુંબઈમાં આવ્યા બાદ ચતુરે ઘરમાં નાણાં ધીરધાર કરવાની પ્હેઢી કઢાવી. ચતુરના ક્હેવા મૂજબ ઓઘડે એક અંગ્રેજ શિક્ષક રાખી તેની પાંસે શિખવા માંડયું. મુંબઇના પોકળ બંડળાં-ઓને મીલકતો અને દાગીના ઉપર ધીરધાર કરી. ચતુરની સલાહ લઇને ઓઘડે પોતાનો લાગવગ થોડા વખતમાં પુષ્કળ વધારી દીધો. અને ઓઘડ શંકર શેઠ માત્ર પૈસાને લીધે જ્યાં ત્યાં પૂજાવા માંડયા. ઘણે ઠેકાણે પોતાની રીત મૂજબ આટો બાફતા પણ તેને હસી ક્હાઢવામાં આવતું હતું. થોડા વર્ષમાં તો ઓઘડ ધોતીયાને બદલે બુટ

પાટલુન પહેરતો મુંબઇનો શેઠીઓ થયો, અને ચતુરને લઇ આગેવાન શહેરી તરીકે મ્હોટે ખાંચરેના મેળાવડામાં ફરવા લાગ્યો.

**ઓઘડ કૉરપોરેટર.**

એટલામાં મ્યુનિસીપલ કૉરપૉરેશનની ચુંટણી નજીક આવી, અને ઓઘડના મનમાં કૉરપૉરેટર થવાની ઇચ્છા થઇ. આ ઇચ્છા તેણે ચતુર પાંસે જાહેર કીધી ચતુરે પહેલાં તો ના પાડી, પણ ઓઘડશંકરને આગેવાન થવાનો અભખરો વધ્યો હતો. આખરે ઓઘડશંકર પણ ગીરગામ તરફના એક ઉમેદવાર તરીકે બહાર પડયા. પૈસાના જોરે વોંટસ ખરીદયાને પહેલ્લે નંબરે પાસ થયા અને કૉરપૉરેટર બન્યા. કૉરપૉરેશનમાં દર મીટીંગે નિયમિત હાજરી આપી લગભગ છ મહિના તો સારી પેઠે ઓઘડે પસાર કીધા. ખાનગી બોલ-ચાલમાં પોતાનું જ્ઞાન તેઓ દેખાડતા પણ જાહેરમાં હજી સુધી તેણે મુર્ખતા વાપરી નહોતી. પણ નશિબ બે ડગલાં આગળનું આગળ. એક દિવસે એક કૉરપૉરેટરે આવી તેને કહ્યું કે "હું એક ઠરાવ મૂકવાનો છું તેને તમે ટેકો આપજો." વખત પર ઓઘડ નવનું તેર કરે એવા ખ્યાલથી પેલા આવનાર ગૃહસ્થને ચતુરે કહ્યું "તહમે બોલી

રહો એટલે ઉંચો હાથ કરજો, કે શેઠને ખબર પડે કે હવે તેને બોલવાનું છે, એટલે શેઠ બોલશે અને ત્હમને ટેકો આપશે." પેલા ગૃહસ્થના બોલવા પછી કેમ બોલવું તે ચતુરે શિખવ્યું અને બધો પાઠ મ્હોઢે કરાવ્યો. ઓઘડ આ બધું ગોખતો ગોખતો કૉરપૉરેશનમાં ગયો. હજી સભાનું કામ શરૂ ન હોતું થયું. એટલામાં સભામાં કોઇ ચોક્કસ

**ઓઘડ બોલ્યો.**

બાબતસરનાં કાગળીઆં (સરક્યુલર્સ) સભાસદોમાં વહેંચવામાં આવ્યાં જે લેવા માટે ઠરાવ મૂકનાર ગૃહસ્થે હાથ ઉંચા કીધા. એટલે ઓઘડ ભાઈ સમજ્યા કે મ્હને બોલવાની નિશાની કીધી છે. ઓઘડ ઉઠયો ને જે મ્હોઢે ભરડયું હતું તે પટપટ બોલી ગયો ને હસાહસ થઇ રહી. પેલો ગૃહસ્થ તેની પાંસે આવ્યો ને કહ્યું "ઓઘડ શંકર તમને કહ્યું હતું કે હું ઠરાવ મૂકું પછી ત્હમારે બોલવું પણ આ ત્હમે શું કીધું?" ઓઘડે જવાબ આપ્યો "ત્હમે હાથ શા માટે ઉંચા કીધા. મને શી ખબર કે બોલવું ક્યારે. મ્હનં તો ચતુરે જેમ શિખવ્યું હતું તેમ બોલી ગયો." પેલો કૉરપૉરેટર બીચારો માથું કુટી રહ્યો ને ઓઘડ સાથે તેની પણ ફજેતી થઇ.

*ઓધડમાં બોલવાની છુટ આવી.*

પણ આ બોલ્યા પછી ઓધડમાં બોલવાની હિમ્મત આવી. અને તે દિવસ પછી જ્યારે પણ તક આવે ત્યારે બોલ્યા વિના રહેતો નહિ. ઘણી વખત લાખના બાર હજાર કરતો પણ તેની ભૂલ નજીવી હતી, અને તે ચલાવી લેવામાં આવતી હતી. એક વખત કૅારપૅારેશનમાં તકરાર ઉઠી કે મુંબઇ શહેરનું પાણી લોકોને પચતું નથી માટે ડૅાકટરો જેને તેને છાસ પીવાની ભલામણ કરે છે, અને દિનપ્રતિદિન છાસ પિવાનો ચાલ વધુ પગભર થતો જાય છે. પરંતુ સારી છાસ કરવાને જોઇએ એવું સારૂં દંહી મળતું નથી, કારણકે મુંબઇમાં દંહી બહારગામથી ડબામાં આવે છે. તેને કાટ લાગે છે ને લાલ થઇ જઇ ખાટું મારી જાય છે. માટે મ્યુનિસીપાલીટીએ સારૂં દહીં વેચવાની દુકાનો ઉઘાડવી. આ સવાલે ઘણી તકરાર કરાવી. ઓઘડે પોતાની પાંસે બેઠેલા એક ગૃહસ્થને તકરાર શું છે ને શું થયું તે પુછી લીધું. પછી પોતે બોલવા ઉઠયો. "બરાબર છે. ગરીબ માણુસોને સસતું ને સારૂં

*દહીંના ઝાડ ઉઘાડો.*

દંહી મેળવવા માટે આપણે જરૂર ઘટતું કરવુંજ જોઇએ. મ્હારા વિચાર મુજબ ચોપાટીનો દરિઓ

પુરી ત્યાં દંહીંના ઝાડો મ્હોટા જથ્થામાં ઉગાડવાનું કામ મ્યુનિસીપાલીટી કરશે તો ઝાડ ઉપર ઘણું દહીં થશે ને લોકોને આપી શકાશે." બધે ઠેકાણે ભારે હસાહસ થઇ રહી. પણ ઓઘડ સમજ્યો નહિં કે હસાહસ શાની છે. તેથી પાંસેના ગૃહસ્થને પૂછ્યું કે "બધા શા માટે હસે છે?" પેલાએ કહ્યું "ઓઘડશંકર તહમે દહીંના ઝાડ જોયાં છે?"

ઓઘડે કહ્યું "ના" "વારૂં દહી દંહી કેમ થાય? કેમ થાય તે જાણો છો!"

ઓઘડે કહ્યું "કા બધું અનાજ જેમ પાકે છે તેમ દંહી પાકતું હશે." ઘેર આવી પોતાની હોશિઆરી ઓઘડે ચતુર પાંસે કહી સંભળાવી. ચતુરને સાંભળીને જેટલું હસવું આવ્યું તેટલુંજ દુઃખ થયું. ચતુરે રાતના દુધ મંગાવ્યું ને તેમાં દંહીનું મેળવણ દીધું ને તે ઓઘડને બતાવ્યું. સહવારના ઓઘડે પોતાની ભારે અજાયબી વચ્ચે બધું દુધ દંહી થઇ ગએલું જોયું ત્યારે સહમજ પડી કે દુધનું દંહી થાય. પછી વળી પાછો ઓઘડને એ વિચાર થયો કે જ્યારે દુધમાંથી દંહી થાય તો પછી

**દુધના ઝાડ કેવાં હોય**

દુધના ઝાડ કેવાં હોય? તેથી તેણે એ સવાલ ચતુરને પુછયો. ચતુરે કપાળ કુટી સમજાવ્યું

ત્યારે ઓઘડ શંકર બત્રીસ વર્ષની ઉમ્મરે શિખ્યો કે દુધના ઝાડ હો'તાં નથી, ને દુધમાંથી દંહી થાય છે. તેમાં પાણી મેળવી વલોવવાથી છાસ થાય છે.

**મ્હને ચાંદ કેમ નહિ.**

ક્રીસ્તી નવા વર્ષને દહાડે માન અકરામની ટીપ બહાર પડી તેમાં મુંબઇના કંઇક શેઠીઆઓને માનપાન આપવામાં આવ્યાં હતાં. અને તે ઉપરાંત રાવ બહાદુરની ટીપમાં અનંતાપુરના મેજીસ્ટ્રેટ ડાહ્યાભાઇ ચતુરશિંગ રજપુતનું નામ હતું. ચતુરે તે વાંચી ઓઘડને કહ્યું "લ્યો આ તમારા ભાઇને રાવ બહાદુરનો ખેતાબ મળ્યો તેને ખુશાલીનો તાર કરો. ઓલા ભગવાનદાસ શેઠને સી. આઇ. ઇ. નો ચાંદ મળ્યો તે ચાલો ગાડી જોડાવો ને તેને પણ વધામણી દઈ આવો." ઓઘડે જવાબ દીધો "મ્હારા ભાઇને ખેતાબ મળ્યો અને ભગવાનદાશને ચાંદ મળ્યો તો મ્હને કેમ નહિં ?" ચતુર કહ્યું " ત્હમે સરકારનું કે લોક પરોપકારનું કામ કરો, પૈસા ખર્ચો તો ત્હમને પણ મળે." ઓઘડે જવાબ વાળ્યો "ના પૈસા તો ન ખર્ચું પણ પૈસા વગરનું જે કહે તે કરૂં" ચતુરે કહ્યું " સરકારને જ્યારે મદદ જોઇએ ત્યારે આપો તો તહમને એ ચાંદ મળશે." આ બોલ ઓઘડે મનમાં ગોખી રાખ્યા

અને ભાઇને તાર કીધો. પછી ભગવાનદાશને ત્યાં જવા નિકળ્યો. જતાં જતાં ઓઘડે ચતુરને કહ્યું "તું સાથે ચાલની હું જઇને શું કહું ?" ચતુરે કહ્યું "મ્હને ભારેવગીને પુરા દહાડા જાય છે છતાંએ ત્હમે મ્હારો પીછો છોડતા નથી એમાં તે શું કહેવાનું છે આ જઇને કહેજો કે ત્હમે સી આઇ. ઈ. થયા તેથી બહુ ખુશી થયા. ઇશ્વર ત્હમને લાંબું આયુષ્ય આપો." આખરે ઓઘડ એકલો ભગવાનદાશને ત્યાં ગયો. ઓઘડની મૂર્ખતા ભગવાનદાશને તેની સ્ત્રી સારી પેઠે જાણતાં પણ પૈસો હતો ને!

**ત્હમે સી. આઇ. ઇ થયા.**

"આવો શેઠ, આવો શેઠ" થઇ રહ્યું. આવતા ને વાર ઓઘડે બોલવા માંડ્યું "ત્હમે સી. આઇ. ઇ. થયા તેથી બહુ ખુશી થયા. ઇશ્વર ત્હમને લાંબુ આયુષ્ય આપે."

પણ ઓઘડે ભગવાનદાશને તેવોને તેવોજ જોયો તેથી અજાયબી ઉપજી. તેના મનમાં કંઇક વિચારો દોડવા લાગ્યા. ભગવાનદાશે કહ્યું "કેમ ઓઘડ શંકર શેઠ શો વિચાર કરોછો." ઓઘડે જવાબ વાળ્યો. "આજે સહવારે છાપુ વાંચી

મ્હને ચતુરે કહ્યું કે ભગવાનદાશ સી. આઈ. ઈ. થયા તે મુબારક બાદી દઈ આવો. પણ તમે તો તેવાને તેવાજ છો. ત્હમારી આંખ ક્યાં વધી છે?" ભગવાનદાશને આ ઓઘડનો સવાલ સમજ પડયો નહિ તેથી પુછ્યું "વળી આંખ કેવી?" ઓઘડે જવાબ દીધો "કાં. સી એટલે જુઓ, આઇ એટલે આંખ અને ઈ (yee) એટલે ત્હમે. એટલે "ત્હમને આખ જુઓ. તે ત્હમારી જે નવી આંખ માન તે તો દેખાતી નથી, ભગવાનદાશ." તેની સ્ત્રીને આથી ખુબ રમુજ ઉપજી પછી ભગવાનદાશની સ્ત્રીએ પુછ્યું "ચતુરને કેમ છે? તેને સાથે કેમ ન લાવ્યા?" ઓઘડે જવાબ દીધો "મ્હેતો કહ્યુ પણ તે કહે કે મ્હને ભારે વગીને મ્હને તો જરાએ પુરા દહાડા જાય છે તે નહિ ભારે વગાનો ભાર આવું" ભગવાનદાશની સ્ત્રીએ જણાતો નથી. કહ્યું "હા બિચારી જયારથી ભારે વગી થઇ છે ત્યારથી તેને ઠીક નથી ને તેને બિચારીને ભાર પણ બહુ જણાય છે." ઓઘડે કહ્યું "પણ મને તો જરાએ ભારે વગાનો ભાર જણાતો નથી. ને એને કેમ જણાય છે?" ભગવાનદાશનાથી હસવું થોભાયું નહિ ને ભગવાનદાશની સ્ત્રી અંદર ચાલી ગઇ.

એક દિવસે જમ્યા પછી ઓઘડને ચતુર બેંઠાબેઠાં પાન ખાતાં હતાં ત્યાં મ્હેતાજી આવ્યો તે બોલ્યો શેઠ મ્હારા કાકાના છોકરાના લગ્ન છે તેથી મ્હને દેશમાં જાવું છે. અમારા કાકા જોડે અમારે વહેવાર નોતો અને અમારા કાકાએ જ્યારે મ્હોટો છેંયો પરણાવ્યો તારે અમને નોતરૂં નહિ દીધેલું પણ હવે કાકા મરી જયા ને નહાનો છેંયો પરણેસે તેથી જવા વિના ચાલે એમ નથી." ચતુરે કહ્યું "મહેતાજી તે શું ત્હમારા કાકાએ લગ્ન જેવો દિવસ ગયો ને ત્હમારા ઘરને નોતરૂં ન દીધું ?" મ્હેતાજીએ કહ્યું "ના. બા. અહમારો કાકો બહુ માથાનો ફરેલો હતો" ચતુર બોલી "બહુ અજાયબ જેવું."

મ્હને મ્હારા બાપે ક્યાં નોતરૂં દીધું તું.

ઓઘડે કહ્યું "વળી એમાં તે અજાયબી શી ? મ્હને બરાબર યાદ છે કે મ્હારા બાપ જ્યારે પરણ્યા ત્યારે મંને પણ નોતરૂં દીધું નહોતું." મહેતાજીને હસવું આવ્યું તે મ્હોઢું ફેરવી હસવા લાગ્યો. ચતુરને ખરાબ લાગ્યું. પણ વાત ઉડાવી મહેતાજીને કહ્યું "ઠીક છે. ત્હમે જજો" પછી ઓઘડને કહેવા લાગી "તમે જે બોલો તેમાં ભમરડો ઘુમાવો જ ! અરે મંને ફીકર લાગે છે કે

આ મારી સુવાવડ થશેને હું ખાટલે સુઇશ ત્યારે તમે તે કોણ જાણે શી નવાજુની કરશો ?" ઓધડે કહ્યું "ના. ના. મને મૂકીને તું એકલી સુવાવડ કરે એ મને કેમ ચાલે ? તારી જોડે

**મારી પણ સુવાવડ કર.**

મારી પણ સુવાવડ કર પછી તને કે મને કોઇને પણ ફીકર નહિ. થોડા દિવસ પછી ચતુર ફારેગ થઈ અને એક છોકરો આવ્યો. ઓધડે પોતાના

**છોકરો ક્યાંથી લાવી.**

છોકરાને જોયો. તેને રમાડવાનું મન થયું પણ ચતુરે કહ્યું "આજે નહિ. બે દિવસ પછી રમાડજો." ત્રણ દહાડા પછી ઓધડે ચતુર પાંસે જઈ છોકરો માંગ્યો. ચતુરે કહ્યું " એને તેલ ચોપડયું છે. ત્હમારા હાથમાંથી સરી જશે. પછી મ્હોટો થાય ત્યારે રમાડજોને." ઓધડે કહ્યુ " મ્હને બસ તું કહે કે આ છોકરાને તું કયાથી લાવી. ચાલ હું પણ જઇને એક લઇ આવું. પછી તું ત્હારા છોકરાને રમાડજે—હું મ્હારા છોકરાને રમાડીશ." આનો ચતુરે કંઇ જવાબ આપ્યો નહિ. તેમ ઓધડ ભાઇને વધું ઇંતેજારી થઈ. પછી ગુસ્સામાં ચતુરની સાથે 'ઇટ્ટા' કરી તે બહાર ગયો.

**લાવ હું ધવડાઉં.** બીજે દહાડે પાછો ઓરડામાં આવ્યો ને બોલ્યો "કાલે તારી જોડે ઇટ્ટા કરી હતી, હવે ચાલ આજે બંદ્ધી કરીએ." એટલામાં છોકરો રડ્યો એટલે ચતુરે છોકરાને પોતાની પાંસે ધવડાવવા સુવડાવવા માટે ઘાટણને કહ્યું. ઓઘડે કહ્યું "તું તો એને રોજ ધવડાવે છે. મને આપની. લાવ હું ધવડાવું" પણ ચતુરે છોકરો આપ્યો નહિ, તેમ કંઈ બોલી પણ નહિ એટલે ઓઘડે કહ્યુ "ઉભી રહેજે. હું ખરો કે આજે બજારમાં જાઉં ને એક છોકરો લઈ આવું. પછી જોયા કરજે."

**છોકરો લાવ્યો.** સાંજનાં ઓઘડ ક્રૉફર્ડ માર્કેટમાં ગયો અને એક નાકાથી બીજા નાકા સુધી બધી દુકાનો જોઇ વળ્યો પણ ક્યાંય છોકરા વેચાતા તેણે જોયા નહિ. પછી વિચાર કીધો કે તે પેલી બીજી માર્કેટમાં મળતા હશે. તેથી કાપડ માર્કેટમાં ગયો ને ત્યાં પણ જોઈ વળ્યો પણ છોકરા વેચાતા જોયા નહિ. પછી એક ગાંધીની દુકાને ગયો ને કહ્યું "એક છોકરો જોઇએ છીએ" ગાંધી સહુમજ્યો કે શેઠને કંઇક કામ માટે નોકર છોકરો જોઇએ છીએ તેથી જવાબ આપ્યો "છોકરો હમણાં ગ્રાહકને

ત્યાં ગયો છે. ને શેઠ દુકાનમાં હું એકલો છુ." ઓઘડે કહ્યું "મ્હને તો નહાનો કીકો વેચાતો લેવો છે." ગાંધી સમજ્યો કે શેઠને પેલા માટીના બનાવેલા તૈયાર છોકરા જોઇએ છીએ તેથી બોલ્યો "શેઠ આતો ગાંધીની દુકાન છે એ છોકરાતો ફેરીઆઓ પાંસેથી મલશે." એટલામાં એક ફેરીઓ હાથમાં એ છોકરા લઇને નિકળ્યો. ગાંધીએ કહ્યુ કે "જુઓ શેઠ પેલો રહ્યો." ઓઘડે ફેરીઆને બોલાવી ભાવ ઠરાવ્યો ને એક ખરિદયો. ઘેર લઈ જઈ ચતુરને દેખાડી બોલ્યો "લે જો હુ પણ છોકરો લાવ્યો ત્હારો છોકરો તો કપડાં વગરનો કેવો ખરાબ ને આતો મજાનો ઝબલાં સાથે ટોપી પહેરેલો છે." એટલામાં ખરો છોકરો રડતો તેને ચતુરે ધવડાવવા લીધો. તે જોઈ ઓઘડને પણ પોતાના છોકરાને ધવડાવવાનું મન થયું.

**આ છોકરો રડતો કેમ નથી?**

આમ ઉચકયો, તેમ ઉચકયો પણ માટીનો છોકરો તો જેવો ને તેવોજ રહ્યો પછી અજાયબી સાથે ઓઘડે ચતુરને પુછયું "આ છોકરો રડતો કેમ નથી?" ચતુરે બીલકુલ જવાબ આપ્યો નહિ. બીજે દહાડે ઓઘડ વલી પેલી ગાંધીની દુકાને ગયો ને કહ્યું "આ છોકરો નથી રડતો. નથી,

ધાવતો, કે નથી સુતો મ્હને આવો છોકરો નથી જોતો." ગાંધીએ જાણ્યું શેઠ મગજના ખસેલા છે. પછી ગાંધીએ કહ્યું "શેઠ ત્હમારાં સ્ત્રી છે કે નહિ" ઓઘડે જવાબ આપ્યો "હા." ગાંધીએ કહ્યું "તમે તમારાં સ્ત્રીને કહો તે બધું તમને કહેશે." ઓઘડ લાગલોજ ઘેર ગયો ને ચતુરને બધી વાત કહી સંભલાવી. ચતુરે કપાલ કુટી જોઇતી શિખામણ આપી ને શેઠ સમજયા કે ચતુરના છોકરા જેવો છોકરો બજારમાં નહિં મળે. પણ હજી તેના મનમાં ઉતર્યું નહિ કે ત્યારે ચતુર તે છોકરો લાવી કયાંથી ?

**ઓઘડને મળેલી શેઠાઇ.**

ઓઘડની રજપુત જ્ઞાતિનાં મુંબઇમાં ચારસો ઘર હતાં. થોડાક જ્ઞાતિલા ઓઘડને ત્યાં આવ્યા ને ઓઘડને કહ્યું "દર હોલીની ઉજાણી જમાડવાનું જો માથે લ્યો તો તમને જ્ઞાતના શેઠ બનાવીએ." ચતુરે જ્ઞાતિલાઓને બહુ સમજાવ્યા પણ જ્ઞાતિલા કહે કે અહમારે તો જમવા સાથે કામ છે. જે ઉજાણી જમાડે તે શેઠ. પછી ભલે ને તે મૂર્ખ હોય.

"પરણવું ને પટેલાઇ કોણને ન ગમે?" ઓઘડને શેઠ થવાનો અભખરો હતો, અને તે

શેઠ થયો. એક દિવસે જ્ઞાતિની સભા ભરાઇ હતી. તેમાં ચતુરે જે મુજબ ઘેરથી પાઠ ભણાવી મોકલ્યો હતો તે મુજબ તેણે કામ કીધું. એટલામાં એક સ્ત્રીએ જીવતા ધણી ઉપર બીજો કરવાની વાત આવી ને તેને જ્ઞાત બહાર મૂકવા લોકો ઈંતેજાર થયા હતા.

**હું એનો કાલે પુછી આવીને કહીશ.**

તે વાત લાવવામા આવી. કેટલાકોએ કહ્યું કે તે કામ આજે હાથ ધરવાનું ઠેરવ્યું નથી માટે મુલતવી રાખવું. સેક્રેટરીએ શેઠને ચુકાદો આપવાનું કહ્યું ત્યારે ઓઘડે કહ્યું “મને આ બાબતસર ચતુરે કંઇ શિખવ્યું નથી માટે હું એ તો કાલે પુછી આવીને કહીશ.” કેટલાક જ્ઞાતિલાએ આ સાંભળ્યું ને તેઓએ પોકાર કીધો “ભઇ આપણો ખરો શેઠ તો ઓલો ચતુર શેઠ છે, તેને પુછી આવશે ત્યારે આ શેઠ બોલશે.” હુડીઓ કરી જ્ઞાતિઓ વિખરાઇ ગયા.

**કુંવરને નોતરૂં**

અંતાપૂરના રાજાનો કુંવર વિલાયત શિખવા જતો હતો તે મુંબઇ આવ્યો કુંવરને પોતાને ત્યાં આમંત્રણ કરી તેના માનમાં એક મેળાવડો

કરવો એવો ખ્યાલ ઓઘડના મગજમાં આવ્યો. તેણે પોતાના વિચારો ચતુરને જણાવ્યા. ચતુરે જાણ્યું કે તેના પતિમાં આટલું બધું ડહાપણ એકાએક તે ક્યાંથી આવ્યું. ખુશી થઇને ચતુરે હા પાડી. કુંવરને નોતરૂં દેવા ઓઘડ ગયો. કુંવરે ઉપકાર સાથે ના પાડી. કુંવરથી ના પાડીજ કેમ શકાય, એવો ખ્યાલ ઓઘડના મગજમાં આવ્યો. તેથી ત્યાંજ કુંવરને ઓઘડે કહ્યું "મારા લગનમાં તમારા બાપાજી આવ્યા હતા. મારા બાવાજી જ્યારે રાજા સાહેબને તેડતા ત્યારે આવતા. તો પછી હું તમને બોલાવું છુ ને તમે કેમ નહિ આવો." કુંવરે ઓઘડને ઘણો સમજાવ્યો પણ તે એકનો બે થયો નહિ. કુંવરની જોડે બોલાચાલી કરી તે બહાર પડ્યો ને તરતજ પોતાના ઓળખીતા એક વકીલને ત્યાં ગયો. કોઈ દહાડો નહિ આજે ઓઘડશંકર પોતાને ત્યા આવેલો જોઈ વકીલ તો ખુશ ખુશ થઈ ગયો. મનમાં ધાર્યું કે ઠીક ચીરવાનો લાગ મળશે.

**કુંવર ઉપર ફરીઆદી.**

ઓઘડે આવતાંને વાર વકીલને કહ્યું "અમારા ગામના રાજાનો કુંવર અહિં આવ્યો છે તેને મારે ઘેર આવવાનું નોતરૂં દેવા ગયો હતો. પણ

તેણે ના પાડી. એનો બાપ મારા બાપનું નોતરૂં સ્વિકારીને આવતો, તો પછી આનાથી કેમ ના પડાય. અંતાપુરના રાજાની જેવી હું પ્રજા તેવીજ તેનો છોકરો પણ પ્રજા કહેવાય. અને તેણે પોતાના બાપનો ધારો તોડયો માટે એના ઉપર રાજ્ય દ્રોહી થવાનો દાવો કરો." વકીલ તો ઓઘડને સાંભળીજ રહ્યો. પછી તેને સમજાવવા અર્થે વકીલે કહ્યું "તમે ગવર્નર સાહેબને ફરીઆદ લખી મોકલાવજો બાકી ફરીઆદી કરશું તેમાં બહુ દહાડા જશે." આ શિખામણ ઓઘડને ગળે ઉતરી ગઇ. અને લાગલોજ ઘેર ગયો. ચતુરને બધી વાત કરીને કહ્યું કે "ચાલ હવે ઓલા અંગ્રેજ માસ્તરને બોલાવા મોકલ. ગવર્નરને ફરીઆદ લખી મોકલીએ." ચતુરે ઘણું સમજાવ્યું કે એમ ફરીઆદ થાય નહિ પણ ઓઘડ સમજે? આખરે ચતુરે કહ્યું "હું ફરીઆદ લખી મોકલીશ." બીજે દહાડે વલી ઓઘડે તેજ બીના લીધી ત્યારે ચતુરે કહ્યું કે "મેં ગવરનરને ફરીયાદ લખી મોકલી છે." ત્યારે ઓઘડે કહ્યું "ઠીક થયું. હાસ, હવે કુંવર કેમ આવતે શનિવારે વિલાયત જાય છે તે જોઉં. પહેલે કહેકે આહિં આવ પછી તહારે જોઇએ ત્યાં જા." આવા સ્વપનામાં ઓઘડ બેઠો હતો; તેની ભારે

અજાયબી વચ્ચે શનિવારનો દહાડો આવી પણ પુગ્યો ને કુંવર વિલાયત ઉપડી પણ ગયો. ઓઘડનો મિજાસ ગયો "ગવર્નરે કેમ જવાબ મોકલ્યો નહિ. કેમ કુંવરને શિક્ષા કીધી નહિ. કુંવર તો પોતાના બાપનો નગુણો થયો, પણ ગવર્નરે કેમ તેને સજા કીધી નહિ" વિગેરે. ચતુરે તેને બહુ એ સમજાવ્યો પણ 'અધુરો ઘડો છલકાય ઘણો' ઓઘડે કહ્યું "તું શું સમજે! મને મારા માસ્તરે શિખવ્યું છે કે રાજાઓને ગવર્નરને તાબે રાખવામાં આવ્યા છે ને ગવર્નર, વાયસરોયને તાબે છે. ઓલી કોરપોરેશનમાં જઇને શું કરવું તે મને તું ખાતલામાં સુતી (સુવાવડમાં) ત્યારે કહેતી ન હોતી એટલે હું ત્યાં ન હોતો જતો પણ ઘરમાં બેસીને બધી માસ્તરે આપેલી ચોપડીઓ વાંચી ગયો ને તેમાં આમ વાંચ્યું" જાણેકે ચતુરે ખરેખર ગવર્નર ને કાગળ લખ્યોજ હશે એવું ધારી ઓઘડે વિચાર કીધો કે બસ હવે વૉયસરૉયને કાગળ લખવો.

**વૉયસરૉય ઉપર ફરીઆદી.**

કોઇને કહ્યા વિના એક કાગળ જેમ તેમ ચીતરી કહાઢી પેટ પુરતી કુંવરને ને ગવર્નરને ગાળો ભાંડી એક કાગળ તેણે ગુપચુપ ટપાલમાં બીડાવી પણ દીધો. કાગળ ગયા પછી કશોએ જવાબ

આવ્યો નહિ. એટલે વાયસરૉય ઉપર ફરીઆદી માંડવાનો નિર્ણય કીધો. મહેતાજીને લઇ સોલીસીટરને ત્યાં ગયો. સોલીસીટર પહોંચેલી બુટી હતી. તેણે શેઠની પાંસેથી ફરીઆદી માંડવાને સલાહ આપવાના ૩૦ રૂપીઆ લીધા. તે આવી હરખાતો હરખાતો ઓઘડ ઘેર ગયો. બીજી બાજુએ સોલીસીટરે પૈસા ગજવામાં મૂકી દીધા અને હસી ચુપ બેઠો. ઘેર જઇ ગાદી ઉપર પગ ઉપર પગ ચહઢાવી ઓઘડે વિચાર કીધો "ઠીક થયું. એજ લાગનો હવે ફરીઆદી કીધી છે એટલે ખબર પડશે. હવે મને સમજાવવા આવશે ત્યારે હું એને જવાબ નહિ દઉં. પછી મારા બહુ કાલાવાલા કરશે એટલે હું કહીશ કે જાને આલો 'સર'નો ચાંદ પહેરાવેતો ફરીઆદી પાછી ખેંચું છું નહિ તો કે નહિ."

ઘણા દહાડા થયા પણ કંઇએ ફરીઆદી હાર્યા. થયું નહિ. એટલે ઓઘડ પાછો સોલીસીટરને ત્યાં ગયો. સોલીસીટરે કહ્યુ "ફરીઆદી માંડી હતી પણ તે આપણે હારી ગયા." ઓઘડે કહ્યું "તમે હાર્યા પણ મારો તો ચાંદ ગયો." ક્રીઆતું પીધેલા જેવુ મ્હોડું કરી ઓઘડ ઘેર આવ્યો. ત્યાં ખબર પડી પડી કે કીકો એકાએક ઘણો માંદો થઇ

ગયો હતો અને ડૉકટરોએ આશા છોડી હતી. ચતુર છોકરા પાંસે બેસીને રડતી હતી. ચતુર બોલી "આ છોકરો જો જીવે તો સત્ય નારાયણની ચાર કથા કરાવું ને સો બ્રાહ્મણ જમાડવાની મ્હેં તો બાધા લીધી છે" આ જોઈ ઓઘડને પણ બાધા લેવાનું મન થયું ને તેણે "મહાદેવને સવાલાખ રૂપ્યો ધરવાની બાધા લીધી." નશિબ જોગે કીકો જીવ્યો. ચતુરે બાધા મુજબ કથા કરાવી ને બ્રાહ્મણ જમાડયા. પછી ચતુરે ઓઘડને કહ્યું કે 'જો તમે બાધા લીધી હોય તો જાવ જઇને છોડી આવો." કેમ છોડી ને આવવી તે ઓઘડને ખબર નહોતી. પણ સવાલાખ રૂપ્યો જાય તેનું કેમ? પછી ઓઘડ એક મહાદેવના મંદીરમાં ગયો ને મહાદેવના લીંગ પાંસે જઇને બોલ્યો "કીકો જીવે તો તમને સવાલાખ રૂપ્યો ધરવા મેં કીધું હતું તે આલ્યો" એમ કહી લાલ લાખનો એક આખો ને એક પા મળી સવા લાખ મૂકી ને એક રૂપીઓ ધર્યો.

**ઓઘડની બાધા**

એક વખતે મુંબઇના ભંગીઓએ હડતાળ પાડી અને ત્રણ દિવસ સુધી જુની જાતના સંધાસો

**નરકનો કંત્રાકટ.**

અને રસ્તાઓ સાફ ન થઈ શકયા. છાપામાં બહુ મોટાં મોટાં લખાણો આવ્યાં. મ્યુનિસીપાલીટી તરફ સાહ્યતા કરવા લોકોને અરજ કરવામાં આવી આ બધું ભોગ જોગે ઓઘડના વાંચવામાં આવ્યું. એટલે તેણે વિચાર કીધો "જો હું નરક કહાઢવાનો આવે વખતે કંત્રાકટ લઉં તો મને મ્યુનીસીપાલીટી સારો ભાવ આપે. વળી આવે વખતે કોઇ બહાર ન આવતાં મેં કામ કીધુ એમ સરકાર જાણે તો મને 'સર'નો ચાંદ પહેરાવી દેય." આવો વિચાર કરી તેણે એક ઠરાવ કાગળ ઉપર લખી કહાઢયો. બીજે દિવસે કૅારપૅારેશનમાં તેણે પોતાની ઇચ્છા જણાવી. કેટલાક ઓળખીતાઓએ કહ્યુ "શેઠ આતે શું સુઝયું આવું કામ આપણાથી થાય?" ઓઘડે કહ્યું "તમે બધા બેઉકુફ છો. મારા બાપા કહેતા હતા કે કોઈપણ જાતનો ધંધો કરતાં લજવાવું નહિ." બધાએ જાણતા હતા કે ઓઘડભાઇ ચસકેલા છે. કોઇએ વાતને વજન આપ્યું નહિ, અને વાત ઉડી ગઇ. પણ બીજે દિવસે છાપાવાળાઓએ 'વાતનું વતેસર' કરી ઓઘડ શંકરની ખુબ ઠેકડી કીધી. ચતુરે છાપાવાળાના રીપાર્ટરોને બોલાવી તેઓના મ્હોઢાં ડાબ્યાં અને ઓઘડનો પણ સખ્ત ભાષામાં ઉધડો લીધો. પણ ઓઘડ હવે

હઠીલો થયો હતો. તેનામાં મગરૂરી ભરાઇ હતી કે તેના જેવું દુનિઆમાં કોઇજ હુશિઆર નથી.

**ઓઘડની આડાઇ.**

છાપાઓના રીપોર્ટ ઉપરથી સરકારે ઓઘડના ઉપર છુપું દબાણ ચલાવ્યું અને ઓઘડે મહામહેનતે કૉરપૉરેશનમાંથી રાજીનામું આપ્યું. દિવસે દિવસે ઓઘડમાં આડાઇ વધતી ગઈ. ચતુર જેટલું પાણી પીવડાવે એટલું પીનાર ઓઘડ હવે જે કહેવામાં આવે તેથી ઉલટુંજ કરવા માંડયો. થોડા વખતમાં તેનું મગજ મૂળે ખાલી તો હતું ને વળી ફર્યું ને ભાઇ સાહેબ તદ્દન ગાંડા બન્યા. આખરે તેને એક ઓરડીમાં પુરી રાખવાની જરૂર પડી વિચીત્ર રીતે ધોતીયું, હાફ કોટ અને આખાં બુટ પહેરી ગાંડો ઓઘડ પોતાના ભાઈ, સ્ત્રી અને છોકરાને બુમો પાડતો હતો, (જુઓ ચિત્ર). આવી સ્થિતિમાં બાપે જે ચાર લાખ રૂપ્યો સોંપ્યો હતો તેનો અઢી ગણા દશ લાખ પોતાના પુત્ર ફતેહલાલની ફતેહ માટે મૂકી ઓઘડ મરણ પામ્યો. ફતેહલાલ મુંબઇમાંજ માતાના લાડ નીચે ઉછરી 'ફેશન'ની ઘેલછામાં માતેલો સાંઢ થયો. ફતેહલાલે લાલ વાવટો કેમ ઉરાડયો હતો તે જાણવું હોય તો વાંચો ફતેહલાલ.



# ડાહ્યાભાઈ.



મુરખામા જેટલી મુર્ખતા હતી તેટલીજ તેના પુત્ર ચતુંરસિંગમાં ચતુરાઈ હતી. ચતુરસિંગ બે પુત્રને મૂકી મરી ગયો એમ આપણે જોઇ ગયા, અને તેનો મોટો પુત્ર જે હોંશિઆર હતો તેને રાજાએ અંતાપુરીના મામલતદાર (મેજીસ્ટ્રેટ) ની પદવી આપી હતી. તેનો નહાનો ભાઈ ઓવડશંકર આખડ જ હતો અને તેનામાં તેનાં દાદા 'મુરખા' ના ગુણો ઉતર્યા હતા. તે આપણે જેમ તેની કાર્કીર્દી ઉપરથી વાંચી ગયા, તેમ હવે મ્હોટાભાઈ ડાહ્યાભાઈની હોંશિઆરી તરફ પણ નજર નાખશું. મુરખા અને ચતુરસિંગ બાપ દિકરાના મુર્ખાઈના અને ચતુરાઇના ગુણો આ બેઉ ભાઇઓમાં હતાં.

રાજાએ ડાહ્યાભાઇને મામલતદારની નોકરી ઉપર મૂકયો, પછી તેની કચેરીમાં એક વખત બહુ ગુંચવાડા ભરેલો કજીઓ આવ્યો તેનો ડાહ્યાભાઇએ કેવો હોંશિઆરીથી ચુકાદો આપ્યો તે જુઓ.

**(૧) પટેલની બે સ્ત્રીઓમાં અણબનાવ**

અંતાપુર ગામના પટેલને બે સ્ત્રીઓ હતી, જેમાંથી નહાની બહુ ખરાબ અને દુષ્ટ હતી અને તે પોતાની મ્હોટી શોકને બહુ

દુઃખ દેતી હતી. આસ્તે આસ્તે આ બે શોકોમાં બહુ અણબનાવ વધ્યો ને બેઉ જણીઓ રોજ મારામારી કરવા લાગી. પણ નહાની સ્રીના ઉપર પટેલનું હેત વધારે હોવાથી ગરીબ બીચારી મહોટી શોકને નહાનીના રોજ મહેણાં સાંભળવાં પડતાં એટલુંજ નહિ પણ ધણી પણ એને ધમકાવતો હતો, છતાં આ ભલી બાઇ મુંગે મહોઢે બધું સહન કરતી. નહાની શોક મહોટીને પુરૂં ખાવાનું પણ ખાવા આપતી નહિ ને રોજ તેની પાંસે ખુબ કામ કરાવતી. એક વખત પટેલ કંઇક કામસર બહારગામ ગયો તે વેળાએ નહાનીએ મહોટીના ઉપર કંઇક આળ નાંખી મારી નંખાવવાનો વિચાર કીધો. નહાનીને એક છોકરો હતો અને એક બીજી ઘણી નહાની કાળી અને કદરૂપી છોકરી હતી તે તેને ગમતી નહોતી. તેથી નહા-નીએ એક દહાડો રાતના બધાં સુઇ ગયાં હતાં ત્યારે ઉઠીને છોકરીને મારી નાંખી ઘોડીયામાં સુવડાવી દીધી. અને પોતે જાણે કંઇજ થયું નથી એમ ઢોંગ કરીને સુઈ ગઇ. બીજે દિવસ મળ-સ્કામાં ઉઠી પોકેપોક મૂકી રડવા લાગી અને બુમ પાડવા માંડી કે "કોઇ આવોરે આવો! આ મારી છોકરીનું ખુન થયું! કોઇએ એને મારી

નાંખીરે !" થોડા વખતમાં ત્યાં આજુબાજુના લોકો દોડી આવ્યા ને જોયું તો ખરેખર છોકરીને છરીથી મારી નાંખેલી જોઈ. પછી નહાનીએ બુમ પાડી કે "હાય હાયરે ! હવે તે આ ઘરમાં કેમ રહેવાય! આ કલાંટે (મારી શોકે) મારી છોકરીને મારી નાંખીરે ! હાય હાયરે !!" વિગેરે. લોકોને પણ મ્હોટીના ઉપર શક ગયો. કોઈને એમ જરા પણ ભ્રાંતિ થઈ નહિ કે ખરી ખુની તો છોકરીની ખરી માતા છે. મ્હોટી તો છોકરીના જવાથી ખરેખર બહુ દિલગીર હતી. અને તે છતાં તેના ઉપર આ ઓચિંતી આફત આવી પડી. થોડા વખ્તમાં તો આખા ગામમાં હોહો થઇ રહીને પોલીસના માણસો આવ્યાં અને મ્હોટીને કેદ કરી લઇ ગયા. બીજે દિવસે મામલતદાર પાંસે કજીઓ ચાલ્યો. ન્હાનીએ કહ્યું કે "આ મારી શોક છે. એ મારો બહુ ખાર કરે છે. મને છોકરાં છે ને એને નથી, માટે તેણે ખારમાંને ખારમાં મારી દિકરીને મારી નાંખીરે!" કહી ઢોંગ કરી પોકે પોક મૂકી કચેરીમાંજ રડવા લાગી. છોકરીના મરણના સમાચાર સાંભળી પટેલ પણ ત્યાં આવી પુગ્યો હતો તેણે પણ પોતાની મોટી બાઇડીના ઉપર શક દેખાડયો. મોટી કહે કે "પરમેશ્વરના સમ જો

મેં એને મારી હોય તો.” હવે આનો ચુકાદો શો આપવો તેનો વિચાર થઈ પડયો. ખરી રીતે આખો મુકદમો મોટીની વિરૂધ્ધમાં જતો હતો પણ ડાહ્યાભાઈને એમ લાગ્યું કે તે બાઈ ભલી અને નિર્દોષ છે. પછી ડાહ્યાભાઈએ એક યુક્તિ કીધી. બીજે દિવસે એક લોકોને ભર કચેરીમાં બોલાવી કહ્યું કે “તમારામાંથી એક જણે છોકરીને જરૂર મારી નાંખી છે. માટે જે નિર્દોષ હોય તેણે નાગી થઈ આખી કચેરીમાં ત્રણ વખત ફિડએસ કરવી એટલે ખબર પડશે કે કોણે ખરેખરો ગુન્હો કીધો છે.” આ સાંભળી ન્હાની એતો કપડું છોડી નાંખ્યું પણ મોટી તો એમજ ઉભી રહી. પછી તેને મામલતદારે કહ્યું “તું જો નિર્દોષ છે તો પછી કાં હુકમને તાબે નથી થતી ?” તે બાઈએ રડીને જવાબ આપ્યો “હું નિર્દોષ છું પણ આમ આબરૂ ગુમાવીને છુટી જવા કરતાં મરી જવું વધારે પસંદ કરૂં છું.” મામલતદારે જોયું કે મ્હોટી બાઈ ખરેખરી નિર્દોષ અને ભલી છે જ્યારે ન્હાની જ કલાંટ છે. પછી ન્હાનીને પકડાવી ગુન્હો કબુલ કરાવ્યો ને તેને શિક્ષા કરવામાં આવી. આવી રીતે નિર્દોષ બાઈ ડાહ્યાભાઈની ચતુરાઈથી માન સાથે છુટી ગઈ. તે છુટી થયા પછી ઘેર ગઈ

અને છોકરીના મરણ પછવાડે ખુબ રડી. શોકના છોકરાને પોતાના છોકરાં કરતાં વધારે જતનથી ઉછેરવા લાગી. પછી પટેલને પણ ખરેખરી ખાત્રી થઇ અને તેણે ગામના લોકોને બોલાવી સભા ભરી તેમાં ડાહ્યાભાઈના વખાણ કીધા.

**(૨)**
**એક સોનાની પાટ માટે ફરિયાદ.**

અંતાપુરમાં એક ભિક્ષુક બ્રાહ્મણ રહેતો હતો, તેણે ભિક્ષા માંગી માંગી માંડ માંડ થોડાક પૈસા એકઠા કીધા હતા. હવે તે બ્રાહ્મણને જાત્રાએ જવાનું મન થયું. તેની પાસે પૈસા હતા તેના બદલામાં એક સોનાની પાટ ખરીદ કરીને તે પાટ એક સાહુકારને ત્યાં મૂકી આવ્યો. સાહુકારને અને બ્રાહ્મણને ઘણા વર્ષના નાતો હતો, તેથી બ્રાહ્મણે જાણ્યું કે શેઠ મારી સોનાની પાટ સંભાળીને રાખશે ને હું પાછો ફરીશ ત્યારે મને આપશે. સાહુકારે પાટ રાખી. બ્રાહ્મણ જાત્રા કરીને ઘણે વર્ષે પાછો ફર્યો. અને પેલા સાહુકાર પાંસે સોનાની પાટ માંગવા ગયો. સાહુકારે બ્રાહ્મણને ત્રણ દિવસ પછી બોલાવ્યો, ને કહ્યું કે "મહેતો ત્રણ દિવસ રજા ઉપર ગયો છે તે આવશે એટલે કહડાવી આપીશ." સાહુકારની દયાનત બગડી હતી.

તેની મરજી સોનાની પાટ બ્રાહ્મણને પાછી વાળ-વાની નહોતી. તેથી ત્રણ દિવસના આંતરામાં સાહુકારે પોતાના ધોબી, હજામ અને મિસતરીને બોલાવ્યા ને કહ્યું "જુઓ પેલો બ્રાહ્મણ અહિં આવશે તેને હું કહીશ કે ત્હમારી સોનાની પાટ તો તમને પાછી વાળીને પાછા ગળે પડવા કેમ આવો છો. તે વખતે તમે ત્રણે જણા સાક્ષી પુરજો કે 'હા અમારા દેખતાં તે દિવસે આપી તે શું?' તો હું તમને બધાને રાજી કરીશ." લાલચુ માણસોએ આ કબુલ કીધું. ત્રણ દિવસ પછી પેલો બ્રાહ્મણ સાહુકાર પાંસે પાટ માંગવા આવ્યો ત્યારે સાહુકારે જવાબ દીધો "કેમ ગળે પડો છો કે શું? બે દિવસ ઉપર તમારી પાટ તો પાછા લઇ ગયા તે શું?" શેઠના બોલવાને હાજી હા કરનાર તેના સાક્ષીઓ પણ ઉલટા બ્રાહ્મણને ધમકાવવા બેઠા. બ્રાહ્મણ લાગલોજ મામલતદાર પાસે ગયો ને ફરીઆદ નોંધાવી. સાહુકારને ટેકો આપી સાક્ષીઓએ કહ્યું કે સાહુકારે અમારા દેખતાં સોનાની પાટ બ્રાહ્મણને આપી હતી જે એ પોતાને ઘેર લઇ ગયો હતો. પછી ડાહ્યાભાઇએ બ્રાહ્મણ, સાહુકાર, ને ત્રણે સાક્ષીઓને જૂદા જૂદા ઓરડાઓમાં બેસાડ્યાને તેઓની પાંસે માટી

અને પાણી મોકલ્યાં અને કહેવડાવ્યું કે પાટ સાહુકારે પાછી આપી તેનો ઘાટ બનાવી આપો. બ્રાહ્મણ અને સાહુકારે તો પાટ જોઇ હતી એટલે ખરેખરો ઘાટ બનાવતાં તેઓને વાર લાગી નહિ. પણ ત્રણે સાક્ષી ખોટાજ હતા અને તેઓએ પાટ તો જોઇજ ન હોતી, એટલે ત્રણેએ જૂદા જુદા ઘાટ બનાવ્યા ધોબીએ કપડાં ધોવાના પત્થરા જેવો ઘાટ બનાવ્યો. હજામે અસ્તરો ઘસવાના ટપટપીઆ જેવો ઘાટ બનાવ્યો ને મિસતરીએ ઇંટના જેવો ઘાટ બનાવ્યો. આ ઉપરથી ત્રણે ખોટા સાક્ષીઓને પકડી પાડ્યા અને પછી સાક્ષીઓએ કબુલ કીધું કે સાહુકારે તેઓને ખોટું બોલતાં શિખવ્યું હતું. સાહુકારની આ રીતે ચોરી પકડી તેની પાંસેથી સોનાની પાટ પેલા બ્રાહ્મણને અપાવી. અને આ ચુકાદામાં જે હોંશિયારી ડાહ્યાભાઇએ વાપરી તેથી લોકો ડાહ્યાભાઇના બહુ વખાણ કરવા લાગ્યા. રાજાએ જ્યારે તે વાત સાંભળી ત્યારે તેના પગારમાં વધારો કરી આપ્યો.

**(૩)**
**પરદેશી વેપારી-ઓની દગાબાજી**

પરદેશના ત્રણ વેપારીઓ અંતાપુરમાં આવીને રહ્યા અને એક સાહુકાર પાંસે જઇ રૂનો વેપાર કરવા માટે ઇચ્છા દર્શાવી. પેલો સાહુકાર તેઓના કહેવા ઉપર લોભાઇ ગયો અને

તેણે પરદેશી ત્રણ વેપારીઓ જોડે ભાગમાં વેપાર કરવાનો ઠરાવ કીધો. ચારે જણાને નામે રૂનો વેપાર શરૂ કીધો અને પરદેશીઓના કહેવા મુજબ ચાર લાખ રૂપ્યાનું રૂ ખરીદી એક વખારમા ભર્યું. થોડા દિવસ ગયા કેડે પરદેશી વેપારીઓએ એક બીલાડીને પાળી રૂની વખારમાં ફરતી મૂકી; અને તેમ કરવાનું કારણ પેલો સાહુકાર જે જૈન હતો તેને એમ સમજાવ્યું કે બીલાડીને જોઈ રૂની વખારમાં ઉંદર આવે નહિ અને તેથી મરે નહિ અને હત્યા લાગે નહિ. થોડા દિવસ ગયા પછી પેલા પરદેશીઓએ બીલાડીના એક પગ ઉપર હથીઆરથી ઘા કરી લોહિ કહાડયું. પેલા જૈન સાહુકારને આ જોઇ દયા આવી અને તેણે બીલાડીને પગે ઘા તેલ લગાડયું. આનો લાભ લઇ એક દિવસ સાંજના પેલા પરદેશીઓએ બીલાડીના ઈજા થએલા પગ ઉપરનું કપડું સળગાવી તેને રૂની વખારમાં છુટી મૂકી, બીલાડીનો પગ સળગતો હતો અને ભારી ઇજા થતી તેથી તે ચીસ પાડતી રૂની વખારમાં આમથી તેમ કુદવા માંડી, અને જ્યાં કુદતી ત્યાં રૂ સળગતું. થોડા વખતમાં તો ત્યાં આગ લાગી. આજુબાજુથી લોકો દોડી આવ્યાં. વખારના બારણાં ઉઘાડયાં અને આગ ઓલવી, ત્યારે

અંદરથી મુવેલી બીલાડી મળી આવી. તપાસ કરતાં એમ માલુમ પડયું કે બીલાડીના પગે વિંટાળેલું કપડું સળગ્યું હતું અને બિલાડી સળગેલા પગે કુદકા મારતી તેથી આગ લાગી હતી. પરદેશીઓને તો એટલુંજ જોઈતું હતું. લાગલી તેઓએ સાહુકારના ઉપર ફરીઆદી કીધી કે જો સાહુકારે બીલાડીના એક પગે કપડું બાંધ્યું તો સળગ્યુ ને તેથી આગ વધી માટે સાહુકારે નુકશાનીના પૈસા ભરી આપવા.

બિચારા સાહુકારને ધરમ કરતા ધાડ આવી જેવું થયું. મામલતદારે સઘળું સાભળી લીધું. અને જાયું કે પરદેશીઓની દયાનત પહેલાંથીજ ખોટી હતી તેથી તેણે એક તાલ રચ્યો. થોડા દિવસ પછી ચુકાદો આપવાનું કહી એક દિવસે તેણે ચારે જણાને બોલાવ્યા ને પુછયું કે બીલાડી ચારે જણની સંમતિથી પાળવામાં આવી હતી ખરી કે નહિ ? ચારે જણાએ હા પાડી.

ત્યારે તેણે કહ્યુ કે વેપાર અર્થે જે ચીજ લેવાઈ હોય તેના ઉપર ચારે જણાનો સરખો હક લાગે બરોને ! ચારે જણે હા કહી. એટલે ડાહ્યાભાઇએ કહ્યું આ બીલાડીના ચાર પગ હતા અને દરેક પગ ઉપર એકેક જણનો હક

હતો, હવે જે પગ ઉપર બીલાડીને ઇજા થઇ હતી તે પગ કોણનો? પેલા ત્રણે પરદેશી બોલી ઉઠયા "એતો સાહુકારનો કારણ કે સાહુકારે તે પગની આગતા સ્વાગતા કીધી હતી." ડાહ્યાભાઇને એટલુંજ જોઇતું હતું. તે બોલ્યો "બહુ સારૂં ત્યારે હવે બીલાડીના આ સાહુકારના ભાગનો પગ તો સળગ્યો હતો અને તેને બીજા ત્રણ પગ ન હોત તો તે કુદત નહિ ને આગ લગાડત નહિ. માટે આગ લાગી તે તો પરદેશી વેપારીઓએ પસંદ કીધેલા ત્રણ પગના જોરથી લાગી હતી માટે સાહુકારના પગનો વાંક નહોતો, તેથી પરદેશીઓએ નુકશાન ભરી આપવું. કારણકે પરદેશીઓએ ફરીઆદ કીધી છે કે બીલાડીના કુદવાથી આગ લાગી ને નુકશાન થયું છે." ડાહ્યાભાઇની ચતુરાઈથી સાહુકાર મોટી આફતમાંથી છુટયો ને પરદેશી ઠગોએ જે તેને ફસાવવાની જાળ પાથરી હતી તેમાં ડાહ્યાભાઇની ચતુરાઈથી પેલા પરદેશીઓજ ફસાયા.

(૪)

**લુચ્ચી ગોવાલણને પારખી કહાઢી.**

અંતાપુરમાં બે ગોવાલણો જોડાજોડ રહેતી હતી. એકની પાંસે રોકડી બે ભેંસો ને બે ગાયો હતી ત્યારે બીજી પાંસે વિશ ભેંસો ને દશ ગાયો હતી. હવે જેની પાંસે

વધારે ઢોરો હતાં તે કમાતી વધારે પણ ઉડાવ હતી માટે કંઈએ બચાવી શકતી નહોતી. બીજી ગરીબ હતી ને થોડું કમાતી પણ સંઘરતી હતી. એક વખતે પેલી વધારે ઢોરવાળી ગોવાલણને ઉજાણીમાં દૂધ મોકલવા માટે બે મોટા પીતળના હાંડા જોઈતા હતા. તેથી પાંસેની ગોવાલણની પાંસેથી માંગી આવી ને બીજે દીવસે પાછા વાળવાનું કહ્યું. બીજે દિવસે તેણે હાંડા પાછા વાળ્યા નહિ. એટલે પેલીએ જઈને માંગ્યા ત્યારે બીજી ફરી ગઈ ને કહ્યુ કે "વળી હાડાં કેવાંને વાત કેવી ?" આથી પહેલી ગોવાલણે મામલતદાર પાંસે ફરીયાદ કીધી ત્યાં બીજી ગોવાલણ આવી ને બોલી કે આના કરતાં મારી પાંસે દશ ગણાં વધારે ઢોર છે અને એના કરતા હું વધારે કમાઉં છું તો શું મારે ત્યાં હાંડા નહિ હોય તે આ ભીખારણ પાંસથી લઈ આવું." પહેલીએ કહ્યુ "સાહેબ એની પાંસે ઢોર વધુ છે ને વધારે કમાય છે એ ખરૂં પણ બહુ ખર્ચાળુ છે તે બચાવી શકિત નથી અને મેં બચાવીને આ હાડાં વસાવ્યા હતા." મામલતદારે પેલી બે બાઈઓને જવાનું કહ્યું ને બોલ્યો કે "તમે આંહિ પાંચ દહાડા પછી આવજો ત્યારે તમારો ચુકાદો આપીશ." હવે જે દિવસે ચુકાદો

આપવાનો હતો તે દિવસે ડાહ્યાભાઈએ કચેરી આગળ ગાય અને ઢોરનો બહુ પાતળો કાદવ નીચે રસ્તા ઉપર ગુંઠણ સુધી પથરાવ્યો. પછી પેલી બે ગોવાલણો પોતાના પગ ખરાબ કરીને કચેરીમાં આવી ત્યારે તેના પગ ધોવાને દરેકને એક એક પાણીના હાંડા અપાવ્યા. પહેલી ગોવાલણે પગ સાફ ધોઇ નાંખ્યા ને તે છતાં હાંડામાં પાણી થોડુંક વધ્યું બીજીએ માંડ એક પગ ધોયો એટલામાં હાંડો ખાલી કરી નાંખ્યો. આ ઉપરથી ડાહ્યાભાઈની ખાત્રી થઇ કે બીજી ગોવાલણ બહુ ખર્ચાળ છે એમા તો નવાઇ નહિ. પછી તેને દમ ભરાવી કબુલ કરાવ્યું ને પેલી ખરી ગરીબ બાઇને તેના હાંડા પાછા અપાવી બીજી ગળેપડુને શિક્ષા કરી તેના ચાર ઢોર પણ પહેલી બાઇને બદલા તરીકે અપાવ્યાં.

**(પ) ચોરોનો ખરો ન્યાય કીધો.**

એક વેળા ચાર ચોર ગામમાંથી ખાતર પાડીને એક મોટો હાંડો લઇ આવ્યા અને તે હાંડો સંતાડવાની જોગવાઇમાં પડયા. રસ્તામાં ચાલતાં એક ગોવાલણ ડોસીનું ઘર આવ્યું તેની પાસે ચારે જણ ગયા ને હાંડો ત્યાં મૂકવાનું કહ્યું. ભલી ડોસીએ તે રાખ્યો ત્યારે ચોરોએ કહ્યું

કે અમને જોશે ત્યારે આવીને લઈ જશું. હાંડો મૂકયા પછી ડોશીના ઘરની સામેના ખેતરમાં ચોરો ખાવા બેઠા. ખાતાં ખાતાં પાણી પીવાની ઇચ્છા થઈ. હવે પાણી લેવાનું વાસણ લાવ્યા નહોતા માટે ચારમાંથી એક જણ પેલી ડોસીના ઘર આગળ ગયો અને કહ્યુ "અમારો હાંડો જરા આપો. પાણી પી લીધા પછી આપશું." ડોશીએ દુર ત્રણ જણા બેઠા હતા તેને પુછયું ત્યારે તેઓએ ડોકા ધુણાવી હા પાડી. પેલો લેવા આવનાર, હાંડો લેવા અંદર ગયો અને હાંડો લીધા પછી તેની દાનત બગડી તે પછવાડેને રસ્તે ત્યાંથીજ છ પાંચ ગણી ગયો. બીજા ત્રણે ચોરો ઘણા વખ્ત સુધી વાટ જોઇને થાકયા પણ પેલો ન આવ્યો એટલે તેઓ ડોશી પાસે ગયા ને પુછયું. ડોશીએ તો જવાબ દીધો કે "હાંડો તો કયારનો પેલો લઇ ગયો." પેલા ત્રણે જણાએ એમ ધાર્યું કે ડોશી અને તેઓની સાથવાળો મળી ગયાં છે. માટે તેઓએ લાગલી પોલીસમાં ફરીઆદ કીધી. હવે ચુકાદા માટે મુકદમો ડાહ્યાભાઈ પાંસે આવ્યો તેની ખાત્રી થઇ કે બાઈ તો બીચારી નિર્દોષ છે પણ તેને છેતરવા આ લોકો આવ્યા છે. તેથી તેણે ચુકાદો આપ્યો કે "જે ચારે જણા સાથે મળીને હાંડો મૂકી આવ્યા હતા તે

ચારે જણે સાથે મળીને હાંડો લેવા જવું નહિ તો ડોશીથી તે અપાય નહિ." આમ કરીને ડોશીને મૂકત કીધી. પછી વખતપર પોતાના જોડીદારને શોધી કહાડી તેને સાથે લઇને પાછા હાંડો લેવા આવે તો! તેથી તેણે ચોરોને કહ્યું "ચારે જણે સાથે આવીને પ્રથમ હાંડો તમારો છે એમ સાબેતી આ કોર્ટમાં આપવી અને પછી ચારે જણે સાથે જઇને હાંડો ડોશી પાંસેથી માંગવો." ચોરી આણેલા હાંડાની તે સાબેતી કેવી રીતે આપે? પછી ચોરોને પોલીસને સ્વાધીન કીધા અને ઝડતી લેતાં ચોરો છે એમ સાબીત થયું એટલે તેઓને પકડવામાં આવ્યા ને તેઓની પાંસેથી જે પૈસા મળી આવ્યા તે પેલી ગોવાલણને નકામી હેરાન કરવા અર્થે બદલા તરીકે અપાવ્યા અને ચોરોને ઘટતી સજા કીધી.

**(૬) બે મોતીની શાહુચોરી.**

અંતાપુરમાં એક મોટો શાહુકાર રહેતો હતો અને તેની પ્રતિષ્ઠા બહુજ સારી લેખાતી. તેને ત્યાં એક મોતીનો વેપારી બે બહુ ઊંચા પાણીદાર મોતી વેચવા આવ્યો. પેલા સાહુકારે મોતી રાખ્યાં અને કહ્યું "હું આની ખરી કિમ્મત કરાવીશને તમે માંગો છો તે દામ વાજબી હશે તો હું તમને પૈસા આપીશ. તમે

પરમ દિવસે આવજો." પેલો મોતીનો વેપારી તે દિવસે મોતી રાખીને ગયો ને સાહુકારે તે મોતી પોતાની સ્ત્રીને રાખવા આપ્યાં. ત્રીજે દહાડે મોતીનો વેપારી પેલા સાહુકારને ત્યાં ગયો અને મોતી માટે પુછ્યું. તો સાહુકાર ફરી ગયો ને કહેવા લાગ્યો કે "મોતી કેવાં ને વાત કેવી ?" આ ઉપરથી મોતીવાળો ડાહ્યાભાઇને જઇને મળ્યો તેમજ સર્વસ્વ હકીકત કહી. ડાહ્યાભાઇએ તેને બીજે દિવસે આવવાનું કહ્યું, અને પોતાને ઘેર પેલા સાહુકરને બોલાવી મંગાવ્યો. તેમજ સાહુકારના મહેતાજીને છુપેથી કોર્ટમાં બોલાવ્યો. સાહુકાર જ્યારે ડાહ્યાભાઇને ઘેર ગયો ત્યારે ડાહ્યાભાઇએ તેને મોતી માટે પુછ્યું તો સાહુકાર કહે કે "એ મોતીવાળો તો જુઠો ને લબાડ છે. મારા ઉપર ખોટો ગળે પડે છે." પછી સાહુકારને ઘેર બેસાડી ડાહ્યાભાઇ કોર્ટમાં આવ્યો અને પેલા સાહુકારના મહેતાને કહ્યું "તમારા શેઠને ત્યાં જાવ અને શેઠાણીને કહો કે પરમ દિવસે જે મોતી પેલો મોતીવાળો આપી ગયો હતો તે લઇને તમને શેઠ ડાહ્યાભાઇને ત્યા બોલાવે છે. જાવ જોઉં જલદી તેઓને લઇને આવો." મહેતો સાહુકારને ત્યાં ગયો અને વાત કીધી. પેલી બાઇએ વાત ખરી માની ને મોતી લઇ મહેતાજી જોડે ડાહ્યાભાઇને

ત્યાં આવી. કરેલી ગોઠવણુ મૂજબ સાહુકારની સ્ત્રીને ડાહ્યાભાઈની સ્ત્રી પાંસે બેસાડવામાં આવી. જ્યાં મોતી માંગ્યા, જે ડાહ્યાભાઈએ લીધાં અને પછી મહેતાજી જોડે સાહુકારની સ્ત્રીને વદાય કીધી. સાહુકારની બાયડીને મૂકી આવ્યા બાદ મહેતાને પાછું આવવાનું ડાહ્યાભાઈએ કહ્યું હતું. તેથી તે પાછો આવ્યો ત્યારે તેને જોઈને સાહુકારે પુછ્યું "તું કેમ આવ્યો છે ?" પછી ડાહ્યાભાઈએ બનેલી સર્વસ્વ વાત કહી સંભળાવીને હાથ આવેલાં મોતી દેખાડયાં. સાહુકાર તો ભોઠો પડી ગયો. પછી ડાહ્યા ભાઈએ સાહુકારને કશુંએ કહ્યું નહિ પણ એટલુંજ બોલ્યો "જોજો શેઠ આવી નજર ચુક ફરીથી ન થાય કંઈ નહિ આ મોતી આ મોતીવાળાને પાછાં આપી દઉં છું. બહુ તમને તસ્દી પડી માફ કરજો." સારા માણસને એક ટુંકારો એતો મોતજ થાય. સાહુકાર ત્યાંથી તો ગયો પણ તે દહાડા પછી તે કોઈ દિવસ પણ બાહાર નિકળ્યોનહિ એટલું બધું એને ખરાબ લાગ્યું.

(૭)
**અભણુ ચોરોને પકડી પાડયા**

એક સાહુકાર ઘણા પૈસા કમાઈને પરદેશથી આવતો હતો ત્યાં રસ્તામાં તેને કેટલાક ચોરો મળ્યા. સાહુકારે જોયું કે "હું એકલો છું અને ચોરો ઘણા છે

તેથી જો આ લોકોને નહિ આપું તો મહને મારીને લેશે" તેથી ચોરોને બેસાડયા અને કહ્યું "પૈસાનો મને ભાર છે તે તમે લઇ જાવ" ચોરોને તો એટલુંજ જોઇતું હતું બધા બેઠાને સાહુકારે પૈસા ગણી આપ્યા. પછી સાહુકાર કહે "ઉભા રહો આ તમને પૈસા આપ્યા છે તેનો સાક્ષી કોણ?" પછી પાંસેથી એક બીલાડો જતો હતો તેને જોઇને સાહુકાર કહે "હ્યો આ મારા ચોપડામાં લખું છું, કે સાક્ષી જંગલી બિલાડો" આમ કહી પૈસા આપી તે ચાલતો થયો. બીજી તરફથી ચોરોએ વિચાર કીધો કે આ સાહુકાર કોઇ મૂર્ખ દેખાય છે. ઘણાં વર્ષ પછી પેલા ચોરો અંતાપુર આવ્યા અને ત્યાં સાહુકારે તેઓને જોયા તેવાજ પકડાવ્યા ને ડાહ્યાભાઇ પાંસે મુકદમો આવ્યો. ચોરો કહે કે "સાહેબ આ સાહુકાર જુઠું બોલે છે અને અમને નકામો ગળે પડે છે." ડાહ્યાભાઇએ બધું સાંભળી લીધું અને સાહુકારનું ચોપડામાં ખાતું તપાસ્યું તેમાં લખ્યું'તું કે સાક્ષી જંગલી બિલાડો. હવે ચોરો ખરા છે કે ખોટા તે તપાસવા ડાહ્યાભાઇએ સાહુકારને કહ્યું "આ બધું ખરૂં પણ તમારો સાક્ષી કયાં? સાક્ષી લાવો. જો બિલાડાને લાવો ને તે ડોકું ધુણાવશે તો જાણીશ કે

તમારી ફરીયાદી ખરી છે.” ચોરોએ વિચાર કીધો કે બિલાડાને સાક્ષી તરીકે રાખનાર તો મૂર્ખ હતો પણ આ મામલતદાર તો વળી મૂર્ખનો સરદાર દેખાય છે. સાહુકાર એક ન્હાના બિલાડીના બચ્ચાંને ઉપાડીને લઇ આવ્યો. જને ડાહ્યાભાઇ સ્વાલ કરવા લાગ્યો કે “આ ચોરોએ આ સાહુકાર પાંસેથી પૈસા લીધા છે.” આ જોઈ પેલા ચોરો-માંથી બે જણા બોલી ઉઠયા “સાહેબ તે આ બિલાડાનું બચ્ચું નહોતું એ તો મોટો જંગલી બિલાડો હતો.” ડાહ્યાભાઇને એટલુંજ જોઇતું હતું. તાબડતોબ ચોરોને પકડાવ્યા. અને કહ્યું “જો તમે પૈસા લીધા નહોતા તો પછી કેવો બિલાડો હતો તેની ખબરજ કેમ હોય ?” ચોરોએ ગુન્હો કબુલ કીધો. તેઓ પાંસેથી બધા પૈસા સાહુકારને અપા-વ્યાને ચોરોને શિક્ષા કીધી.

**(૮)**
**બેભાઇઓની દુષ્માનાઇ અને જીદને ઠેકાણે લા-વવાનો રસ્તો**

અંતાપુરમાં એક સાહુકાર ઘણા પૈસા મૂકીને મરી ગયો. તેના બે છોકરાઓને અણુબનાવ હતો અને તેઓ લઢાલઢી કરી છુટા પડયા. મોટા ભાઇને ભાગે બાપનો રાખેલો એક હાથી આવ્યો હતો. હવે ન્હાના ભાઇના છોકરાનાં લગ્ન

હતાં તેથી છોકરાને હાથી ઉપર બેસાડવા માટે મોટાભાઈને ત્યાંથી હાથી મંગાવ્યો. મોટાભાઇએ હાથીને કંઈ ખવડાવી મોકલ્યો. છોકરો હાથી ઉપર બેસી પરણવા જતો હતો એટલામાં હાથી રસ્તામાં મરી ગયો. મોટાભાઇએ નાનાભાઇ પાંસેથી હાથી માંગ્યો. નાનાએ પૈસા આપવા માંડ્યા પણ મોટો એકનો બે થાય નહિ ને કહે કે મને તો તેજ હાથી જેવો ને તેવો પાછો આપ. આવી ખોટી હઠ લઈ નાના ભાઇને હેરાન કરવા માંડયો. નાનો ડાહ્યાભાઈની સલાહ લેવા ગયો. ડાહ્યાભાઇએ સલાહ આપી કે તારા ઘરના આગલા બારણા બંધ રાખી પછવાડે કાચના ટુકડાઓનો ઢગલો કરી રાખ. અને મોટાને એક દિવસ રસ્તામાં ચીડવી તારા ઘર આગળ એવી રીતે રીસમાં ને રીસમાં લઇ આવ કે તે અંદર આવવા વાસ્તે બારણાંને ધક્કો મારે કે પેલો ઢગલો નિચે પડે. પછી તું તેને ગળે પડજે કે મારાં કાચના વાસણો ભાંગી નાંખ્યા તેના તેજ પાછાં મને આખાં કરી આપ. ડાહ્યાભાઇનાં કહેવા મુજબ નાનાભાઇએ કીધું. અને તાબડતોબ તેની અસર થઈ. બેઉ ભાઇઓ પોતપોતાની ફરીઆદ લઈ ડાહ્યાભાઈ પાસે આવ્યા, જેણે ચુકાદો

આવ્યો કે હાથીનું નુકશાન ભરી આપવાને નાનોભાઇ બંધાતો નથી કારણકે તેણે કંઈ હાથીને જાણી કરીને મારી નાંખ્યો નહોતો. તેમજ મોટો ભાઇ પણ કાચનું નુકશાન ભરી આપતો નથી કારણ કે તેને ખબર નહોતી કે કાચના વાસણ પછવાડે હશે.” બે ભાઇઓની સલાહ થઈ અને બેઉએ પોતપોતાની ભુલો જોઇ અને કબુલ કીધું કે હાથીને મોટાએ ઝેર આપ્યું હતું અને નાનાએ કબુલ કીધું કે મોટાની દાનત સુધારવા કાજે નાનાએ સઘળું ડાહ્યાભાઈની સલાહ મુજબ કીધું હતું, બાકી વાસણો મૂક્યાં હતાંજ નહિ. આ રીતીએ ડાહ્યાભાઇની અક્કલે મોટાનો ખરાબ વિચાર જાહેરમાં આવ્યો અને તેને પ્રશ્ચાતાપ થયો.

**(૯) એક વીંટીની વાર્તા.**

એક માણસે પોતાના પાડોશી પાંસેથી એક વિંટી માંગીને લીધી અને તે બે દિવસમાં પાછી વાળવાનું કહ્યું. જે પાછી ન વળતાં વિંટીના ધણીએ ડાહ્યાભાઇ પાંસે ફરીઆદ કીધી જ્યાં બેઉ જણા કહે કે વિંટી મારી છે. કોઇપણ સાક્ષી નહોતો. હવે મામલતદારને વિચાર થયો કે કરવું શું ? પછી તેણે વિંટી પોતાની પાંસે રાખી બેઉ જણાને

બીજે દિવસે બોલાવ્યા. દરમ્યાન ડાહ્યાભાઇએ એક સોનીને બોલાવી કહ્યું કે "આ વિંટીને એકદમ ઘસી નાંખી બહુ હલકી કરી નાંખ." સોનીએ તે મુજબ કીધું પછી બીજે દિવસે પેલા જણા આવ્યા ત્યારે મામલતદારે સોનીને બોલાવી હુકમ કીધો "આ વિંટીને જોખો અને તેના કેટલા પૈસા થાય તે કહો" સોનીએ જોખી તેનું તોલ કર્યું જે સાંભળી ખરો ધણી બોલી ઉઠયો "આ મારી વિંટી નહિ મારી વિંટી તો આટલા તોલાની હતી." જ્યારે પેલો ગળેપડુ ચુપ રહ્યો આ ઉપરથી ખરા ધણીને શોધી કહાઢી ગળેપડુ પાંસેથી આખી વિંટીનું મૂલ્ય અને પેલી વિંટી ખરા ધણીને ડાહ્યાભાઇએ અપાવ્યા અને બીજાને ભારે સજા કીધી.

(૧૦)
એક સાહુકારને ઠેકાણે લાવવાની યુક્તિ.

એક ગરીબ માણસ બહારગામ જતી વેળાએ સાહુકારને ત્યાં ગયો, જયાં એક દાગીનાની પેટી મૂકી ગયો અને કહેતો ગયો કે "શેઠ આને સંભાળીને રાખજો. હું પાછો ફરીશ ત્યારે લઈ જઇશ." સાહુકારે પેટી રાખી. જ્યારે પેલો પેટીવાળો પાછો ફર્યો અને સાહુકાર પાસે પેટી માંગી ત્યારે સાહુકારની દયાનત ખોટી થઇ

અને તેણે ઉડાવનારો જવાબ વાળ્યો કે "તમે પેટી મૂકી ગયા હતા. પેટી કેટલીક મોટી છે? અંદર શું છે? ઠીક છે પછી આવજો તપાસ કરીને કહેશું." વિગેરે. આ ઉપરથી પેલો પેટીવાળો ડાહ્યાભાઈની સલાહ લેવા ગયો ડાહ્યાભાઈએ તેને કહ્યું કે "એક તારા ઓળખીતાને ઉભો કર અને એક પેટીમાં પથરા ભરી સાહુકારને ત્યાં આવતી કાલે સવારના મોકલ અને તે જઇને એમ કહે કે "શેઠ આમાં લાખ રૂપીઆનો નક્કર દાગીનો છે તે રાખો. હું જાત્રાએ જઈ આવીને પછી લઇ જઇશ. એટલામાં તું જઇ ચહડજે અને તારી પેટી માંગજે." પેલા પેટીવાળાએ તે મુજબ કીધું. સાહુકારે જોયું કે આગલા ધણીને પેટી નહિ આપું તો આ નવો જે વધારે માલ લઈને આવ્યો છે તે પોતાની પેટી નહિ મૂકી જાય. માટે મહેતાજીને હુકમ કીધો "મહેતાજી આ માણસની પેટી એને આપી દો." તે મૂજબ તેને પોતાની પેટી મળી તે લઈને તે ચાલતો થયો. અને બે વર્ષ બાદ સાહુકારને પેટી જીવના જેમ સાચવ્યા પછી, પથરા મળ્યા ત્યારે તેણે જાણ્યું કે પેટીવાળો તેના માથાનો મળ્યો હતો.

આતો ડાહ્યાભાઈની હુશિઆરીની વાતો કહી પણ હવે આપણે તેની સ્ત્રી અને છોકરાંઓની

ખબર કહાઢીએ. ડાહ્યાભાઈની સ્ત્રી ગર્વકુમારી સારા ઘરની છોકરી હતી પણ તેનામાં અભીમાન બહુ હતું. પોતાનો ધણી મામલતદાર છે તેનો તેને ઘણોજ ગર્વ હતો. ડાહ્યાભાઇ ગમે તેની સાથે છુટથી ભેળાતો બોલતો પણ ગર્વ કુમારી સાધારણ સ્ત્રી જોડે વાત કરવામાં બહુ હલકું લેખતી. આખા ઘરમાં તેનો ત્રાસ બહુ હતો, અને ઘરમાં નોકરોને ચાબકે ચાબકે મારતી. ડાહ્યાભાઇને આ પસંદ નહોતું, પણ એક વેળા સ્ત્રીને જે છુટ આપી હતી તે બંધ કરતાં વિપરીત પરિણામ આવવાની ધાસ્તી હતી. બહાર ડાહ્યા ગણાતા ડાહ્યાભાઈનું ઘરમાં સ્ત્રી કને ઝાઝું નિપજતું નહિ. ડાહ્યાભાઈને બે છોકરા હતા જેમાં મોટો છોકરો તદ્દન ઉખડેલ અને દુનિઆનો ગએલો હતો. તેણે આખા હિંદુસ્થાનમાં ફરી જૂદે જૂદે નામે અને ભિન્ન ભિન્ન જાતિના માણસ રૂપે મહાન અનર્થ કીધા હતા, જે પછવાડેથી હિંદુસ્થાનના જાણીતા ડીટેકટીવ સમર્થસિંહે શોધી કહાડયા હતા. (એ બધા હેવાલની એક જુદીજ ચોપડી-ડીટેકટીવ ટેલ્સ નં. ૧-હવે પછી બહાર પડશે). નહાનો છોકરો બધી વાતે ડાહ્યો હતો પણ તેનું શરિર ઘણુંજ નબળું હતું તેથી

તે ઝાઝું ભણી શક્યો નહોતો, પણ ઘરમાં રહી સારાંસારાં પુસ્તકો લખી પ્રગટ કરતો હતો.

ડાહ્યાભાઇની હુશિઆરીની વાતો અંગ્રેજ સરકારને કાને ગઇ અને તેથી પ્રથમ તેને 'રાવ સાહેબ' નો ખેતાબ આપવામા આવ્યો. પછી 'રાવ બહાદુર' બનાવવામાં આવ્યો અને અંન્તાપુરના રાજાએ પણ તેને મુખ્ય ન્યાયાધીશ બનાવ્યો હતો, જ્યાં તેણે ઘણી ચતુરાઇ દેખાડી હતી.

આટલુ બધું છતા બહુ ઝાઝી દોલત તે ભેગી કરી શક્યો નહોતો, કારણકે જે માણસ તદ્દન સત્ય માર્ગે ચાલે છે અને ખોટાં કામ કરતો નથી તે એકાએક ગરીબમાંથી પૈસાદાર થતો નથી. અને તેમાં પણ નોકરી કરીને નોકરીનાજ પગારમાંથી બચાવી પૈસાદાર થવું એતો તદ્દન અશક્ય બીના છે. છતાં બાપે તેને જે પુંજી આપી હતી તેના કરતાં બેવડી અને નહાનાભાઇ ઓઘડશંકર કરતાં પોણી પુંજી મૂકી રાવબહાદુર ડાહ્યાભાઇ સહાઠ વર્ષની ઉમ્મરે ગુજરી ગયો. નહાનો છોકરો પછવાડેથી વિલાયત ગયો અને ત્યાં તેની તબીઅત સુધરી. ભણીને તે હુશિઆર બેરિસ્ટર થઇને આવ્યો અને તેણે પોતાની નામના

આખા હિંદુસ્થાનમાં જાહેર કીધાં; તેનું જ રસીલું વર્ણન વાંચવું હોય તો વાંચો ઓઘડશંકરના પુત્ર ફતેહલાલનું પુસ્તક. જેમાં ફતેહલાલે બાપના પૈસા મોજશોખમાં અને ફેશનની મૂર્ખાઇમાં કેવી ઉરાડી નાંખ્યા અને તેના કાકા (ડાહ્યાભાઈ) ના છોકરાએ કેવી નામના કીધી તેનું રંગીલું વર્ણન ચીતરવામાં આવ્યું છે.



# મૂરખાના કુટુંબની વંશાવલી.



મુરખો



ચતુરસિંગ






ડાહ્યાભાઇ — સ્ત્રી ગર્વકુમારી




ગુમાનસિંહ


ધીરસિંહ

આઘડશંકર — સ્ત્રી ચતુરા



ફતેહલાલ

# અનુક્રમણિકા


| | |
|---|---|
| ઓઘડશંકરની કુળોત્પત્તિ... ... | ૧ |
| ,, નું બચપણ . . . | |
| ,, નિશાળે... ... ... | ૨ |
| બે માતાઓના પડવાડ... .. .. | ૪ |
| ફરીઆદી મંડાઈ. ... ... ... | ૫ |
| ઓઘડની સાક્ષા. ... ... .. | ૬ |
| માની લીધેલી પરિક્ષા. ... .. . | |
| નાક એમનુ [illegible] કયાં' .. ... .. | ૭ |
| બાઈ કરે ને હું કેમ ન કરૂં. ... ... | ૮ |
| ઓઘડનું સ્વપનુ ... ... ... | ૯ |
| ઓઘડને મળેલી શિખામણ. ... ... | ૧૦ |
| રામઃ રામ. .. ... ... ... | |
| ઓઘડના લગ્ન. .. ... ... | ૧૧ |
| ઓઘડે પેટવ્યું. ... ... ... | ૧૨ |
| પાણી પીવું છે. ... ... . | ૧૩ |
| ધોતિયું નિકળી જાય છે... .. ... | ૧૪ |
| નારિએલ મુકી સાસુને ઠોકી ... ... | |
| ધોતિયાંની ગાંઠ છોડી. ... ... ... | |
| મારા બાપા એમજ કહેતા હતા .. ... | ૧૫ |
| મા આ મ્હને મારે છે. ... ... | |
| ઓઘડને ખરખરો કરવા મોકલ્યો... .. | ૧૬ |

અનુક્રમણિકા.


| | |
|---|---|
| બાયડીને લઇને નિકળ્યા... ... ... <br> ઓધડનો ખરખરો. ... ... ... <br> ઓધડની ત્રીરાશી. ... ... ... | ૧૭ |
| કપડાં ન બગાડવાં. ... ... ... <br> હવે મને ખરખરે ન મોકલતાં. ... ... | ૧૮ |
| માબાપનું મૃત્યુ... .. ... ... <br> સ્ત્રીની શિખામણ. ... ... .. <br> રાજા પાંસે જવું. .. ... .. | ૧૯ |
| ડાહ્યાની માંદગી ને ઓધડને મળેલી સત્તા. ... <br> ઓધડ કજીયો સાંભળે છે. ... ... | ૨૦ |
| ઓધડનો ચુકાદો. ... ... . | ૨૧ |
| ઓધડમાં સુધારો. ... ... ... <br> ઓધડથી કેમ શિખાય--- ... .. | ૨૨ |
| ઓધડ અંગ્રેજી બોલે છે. ... ... <br> ,, નો અંગ્રેજીમાં જવાબ. .. ... | ૨૩ |
| ચતુરનો હર્ષ... ... ... .. <br> ઓધડ મુબઇ આવે છે... ... .... | ૨૫ |
| ઓધડે સળગાવેલું યુદ્ધ... .. ... <br> ઓધડની અજાયબી. ... ... ... | ૨૬ |
| એ તે સગપણ કે સગપણનો દાદો... ... | ૨૭ |
| ઓધડશંકર શેઠ. ... ... ... | ૨૮ |
| ઓધડ કૉરપૉરેટર. ... ... ... | ૨૯ |
| ઓધડ બોલ્યો. ... ... ... | ૩૦ |
| ઓધડમાં બોલવાની છુટ આવી... ... <br> દહીના ઝાડ ઉગાડો. ... ... ... | ૩૧ |

અનુક્રમણિકા.


દહીં કેમ થાય. ... ... ... } ૩૨
દુધના ઝાડ કેવાં હોય. ... ... }
મને ચાંદ કેમ નહિ. ... .. ... ૩૩
ત્હમે સી. આઇ ઈ. થયા. ... ... ૩૪
મને નો જરાએ ભારે વગાનો ભાર જણાતો
નથી. ... .. ... ... ૩૫
મને મારા બાપે કયા નોતરૂં દીધું હતું. . ૩૬
મારી પણ સુવાવડ કર. . ... ... } ૩૭
છોકરો ક્યાંથી લાવી. ... . ... }
લાવ હું ધવડાવું. . . . . } ૩૮
છોકરો લાવ્યો... .. ... ... }
છોકરો રડતો કેમ નથી! . . ... ૩૯
ઓધડને મળેલી શેઠાઇ... ... ... ૪૦
હું એતો કાલે પુછી આવીને કહીશ. ... } ૪૧
કુંવરને નોતરૂં... ... ... .. }
કુંવર ઉપર ફરીઆદી... ... ... ૪૨
વાયસરોય ઉપર ફરીઆદી. . . ... ૪૪
ફરીઆદી હાર્યા. .. ... ... ૪૫
ઓધડની બાધા . ... ... } ૪૬
નરકનો કંટ્રાકટ. .. ... ... }
ઓધડની આડાઇ. ... .. ... ૪૮

---

૧. પટેલની બે સ્ત્રીઓમાં અણબનાવ. ... ૪૯
૨. એક સોનાની પાટ માટે ફરિઆદ. ... ૫૩
૩. પરદેશી વેપારીઓની દગાબાજી. ... ૫૫

અનુક્રમણિકા.


૪. લુચ્ચી ગોવાલણને પારખી કહાઢી. ... ૫૮
૫. ચોરોનો ખરો ન્યાય કીધો... ... ૬૦
૬ બે મોતીની શાહુચોરી. .. . ૬૨
૭. અભણ ચોરોને પકડી પાડ્યા... .. ૬૪
૮. બે ભાઇઓની દુશ્મનાઇ અને જીદ્દને
ઠેકાણે લાવવાનો રસ્તો ... ... ૬૬
૯. એક વીંટીની વાર્તા. .. . ૬૮
૧૦. એક શાહુકારને ઠેકાણે લાવવાની યુક્તિ .. ૬૯
ડાહ્યાભાઇનું કુટુંબ. ... ... ... ૭૧
ડાહ્યાભાઇનું મૃત્યુ અને તેના પુત્રો. ... ૭૨
મુરખાના કુટુંબની વંશાવલી. ... ... ૭૪




આજ લેખકના પુસ્તકો:—

કષ્ટકટાર:—ગૃહસંસારી કટાક્ષમય નવલકથા. (છપાય છે.)

**સુધરેલા સંસારની સભ્યતા:—**

પિરોજાનો પ્યાર અને પરિનની પવિત્રતા.

(બે હાસ્યરશથી ભરપુર વાર્તાઓ) ૦-૩-૦.

**મુંબઇથી મદ્રાસ:**—(પ્રવાસ વર્ણન શાથે ઐતિહાસીક દ્રષ્ટીએ જગ્યાઓનાં બ્યાનો). ૦-૧-૦

---

કવી ખબરદારના વાંચવા લાયક પુસ્તકો:—

| | |
|---|---|
| પ્રકાશિકા ... ... ... ... | ૧-૮-૦ |
| વિલાસિકા ... ... ... ... | ૧-૪-૦ |
| કાવ્ય રસિકા .. ... ... | ૧-૮-૦ |

---

| | |
|---|---|
| Reminiscences of Mr. Gokhale by Mr. D. E. Watcha ... | ૦-૬-૦ |
| કિસ્સે સંજાન ... ... ... | ૨-૦-૦ |

મુંબઇ સ્વદેશી કો-ઑપરેટીવ સ્ટોર્સ અને બધા ચોપડીઓ વેચનારાઓને ત્યાં મળે છે.

